


.રે દીનારઝાદીએ બીજે દીને વાર મુજ વખત થયલો જોયો ત્યારે પેલા માછીની વારતા વધુ સાંભલવાને ખાહેશ જાગી અને સુલતાંન પણ તેણીની મરજીનો હોવાથી શેહરજા- ડીએ તે નીચે મુજબ કહી :—

જદીક અઢારશો વરસ અગાઉ હજરત પેગંમબ- ર સુલેમાંન થઇ ગયોછે, અને હવે જમાનો આખર થવા આવ્યોછે. વારૂ ત્યારે મને તાહારી બીનાં જાહેર કર કે તુંને શી રવેશે બંધ કરવા માં આવ્યો હતો.'



"તેમાંથી એક ધવેડાંની લાથ જણાઈ." (સફે ૩૮)

હેબ, જ્યારે તે માછીનાં કાંનપર તે ઉ- મુજબ શબ્દુન પડયા ત્યારે હીમત ઉવા લાગો:—'ઓ મગરૂર ઉન લ્યો તેનો અરથ શું છે? આજ ન-

દોરા ધુરી ઉને તે માછી તરફ ફરી જોયું, અને બોલ્યો, 'તાહારે મહને માન સાથ બોલાવ- વું જોઇએ; અને મને મગરૂર કેહેવાપરથી બેશક તું કાંઈ ગુમાની મને નજર આવેછે.' માછી-

એ એ ઉપરથી જણાવ્યું 'વારૂં ચીચા સાહેબ, હવેથી તમોને માન પુરવીક રીતે બોલીસ, સબબ તમો તો કોઈ સારાં નશીબનાં કાસદ જેવા છો.' એનાં જવાબમાં જીને કહ્યું કે 'હું તને મારી નાખું તે અગાઉ મારી સાથ માન રાખી વાત કર.' માછી અકલાઈ બોલ્યો 'શું! મને તું મારી નાખશે? શું હમણાં મેં તને તારા બંધમાંથી ખલાસ નથી કીધો? અને એટલાજ વારમાં મારી સેવાનો બદલો તું આવી રીતે વાલવા તૈઆર છે.'

એનો ઉતર જીને દીધો કે 'મને તે સઘલું સારી રવેસે યાદ છે; પણ એને માટે હું તારો જીવ લેવાને અટકવાનો નથી. ફકત હું તને એકજ મેહેરબાનીની બખશેશ કરી શકીશ.' માછીએ પુછ્યું 'ભલી એવી બખશેશ શું છે?' જીને જણાવ્યું કે 'તે એજકે તને કેવી રવેશે મારા હાથ પર તારો જીવ આપવો તેની પસંદગી તનેજ સોંફવી.' એથી માછીએ જાણવા માંગ્યું 'અરે પણ મેં એવો શું દોષ કીધો કે જેથી તને આ મુજબ ગુસ્સો કરવાનું કારણ મળે. મેં તને ફાયદો કીધો તેનો શું આએ બદલો?' જીને કહ્યું 'મારેથી એ શીવાય બીજો કશો ઉપાય લેવાઈ શકાતો નથી અને એની ખાતરી કરી લેવા સારૂં મારી તું વાત સાંભળ. ખોદાની મરજીની સાંમે થવાને જેઓએ એક સંપ કીધો હતો તેમાનો હું એક છું; બાકી સઘળા જીનો હજરત પેગાંમબર સુલેમાંનને માન આપનારા હતા અને તેની સતા કબુલ કરતા હતા. એ હજરત પેગાંમબરનો મુદઈ **સાકાર** અને મે તે સતાની જુશરીથી હમારાં નાંમને એબ લગાડી નહીં. લેકીન એ ચાલની સીજા કરાવવા સારૂં તેને શેહેનશાહે **બરખીઆ**ના બેટા **આસાફ**ને મને પકડવા મોકલ્યો; મને પકડવામાં આવ્યો અને **આસાફ** મને પોતાનાં ધણીનાં તખત આગલ ધડી લાવ્યો. દાઊદનાં બેટા સુલેમાને મને પોતા[illegible] સતા કબુલ કરવાને હોકમ કીધો. પણ મેં મતથી તેમ કરવાને ના પાડ્યું અને ખુલી ર[illegible] જણાવ્યું કે તેનાં હોકમને તાબે થાઊં તેનાં કરતાં કોઈબી સીજા ખમવાને હું તૈ[illegible] છું. મને સીજા કરવાનાં એરાદાથી તેણેં તું જુએછે તે વાસનમાં બંધ કરાવ્યો; અ[illegible]માંથી હું છટકી નહીં જાઊં તેને સારૂં તેણે તેનાં મુખને પોતાની મોહોરથી બંધ કીધું, જેમાં સરવેથી મોટી શકતી જે **ખોદા** તેનું નાંમ કોતરીયું હતું. એટલું કીધા બાદ તેણે એક જીનને એ વાસણ સોંફ્યું અને જણાવ્યું કે તેને દરીઆવમા ફેંકી આવવું. જે હુકમ મુજબ મારી કમબખતીનું તેણે કામ કીધું.

મારા બંદીખાંણે પડવાને પેહેલાં સો વરસમાં જો કોઈ મને છુટકારો મેલવી આપેતો તેને મોત પછીબી તવંગર કરવાનાં મેં સોગં[illegible] ખાધા. પણ તે સદી તો વગર છુટકારે પુરી થઈ ગઈ. બીજી સદી બેસ્તાં વળી મેં સોગંદ લીધા કે જો મને કોઈ ભાગ્યશાલી છોડવવા પાંમે તો જમીનનાં ભીતરમાં છુપાયલો તમાં[illegible] ખજાનો તેને બતાવી દેઊં. પણ એમાં નાઉમેદ થયો. ત્રીજે વરસે મેં મને છ[illegible]પનારને એક જબરદસ્ત શેહેનશાહ બ[illegible] કસમ લીધા, તથા તેની આગલ જેબી હાજર રેહેવાને અને દરરોજ તેની માગ[illegible]ની (પછે તે ગમે એવી મતલબ [illegible] હોય) તે પુરી કરવાને મેં ઠેરવ્યું. પણ બેઉ સદી માફક એબી પસાર થઈ. એથી હું તદન ખીજવાઈ ગયો અને [illegible] બંદીખાંણાથી ગોચા પેલો થઈ ગયો [illegible] મેં કસમ લીધા કે જો કોઈ મને છુ[illegible] ખસસે તો તેને જરાબી દયા બતાવા વ



'સરપેથી મોટા કદના રાક્ષશનાં કદ કરતાં બેવડાં કદનો જીન બની ઉભો." (સફે ૪૦)

। અને ફક્ત તેનું મોત પસંદ કરવા | દેવાની પરવાંનગી શીવાય હું બીજી કોઈ તેને

મેરબાંની દેખાડીશ નહીં. જ્યારે આજ દીને તુંએ મને છોડવ્યો છે ત્યારે તો ઉપલી પરવાંનગી હું તને આપુંછું!'

એ વાત સાંભળી તે બચારા માછીનું તો જીગર ચીરાઈ ગયું. તે બોલ્યો 'બચીત હું કમનસીબ છું, કે આ ભલાઈ કરવાને હું અતરે આવ્યો કે જેનાં અવેજમાં નીમખ્ખહરાંમી મલેછે. હું તને અરજ કરી જણાઊંછ કે આ પગલાંથી મને કેહવો ગેરઈનસાફ થાયછ તે વીચારમાં લેવું અને આ ગેરસમજુથી લીધેલા કસમને પાછા ફેરવા. મને તું માફ કર અને ખોદા તનેબી માફ કરશે; મારી જીંદગી જો તું બખશશે તો ખોદા તાહારી જીંદગીપર નેઘબાની રાખશે.' તે જીને જણાવ્યું 'નાં, ના તાહારાં મોતનો નકી ઠેરાવ થયોછે. તું કેહવી કીસમથી મરવું તે પસંદ કર!' જ્યારે માછીએ જોયું કે જીન તો કશી તરેહથી પીગલતો નથી ત્યારે તે અતી ઘણો દલગીર થઈ ગયો. તે પોતાનેજ વાસ્તે નહીં પણ પોતાનાં ત્રણ નાહાનાં બાળકોની તેનાં મોતથી કેવી કંગાળ અવસથા થશે તે વીચારી જાર જાર રડયો. જીનને સમજાવાને તેણે ફરીથી યતન કીધી; તે બોલ્યો 'અફસોસ મારાપર દયા કરવાની તું મેહેરબાની કર. મેં તારી જે સેવા બજાવી છે તેને ખાતર તું મારા પર દયાથી જો.' જીને જણાવ્યું 'મેં તને કહયું તેથી હું ફરનાર નથી.' માછીએ નીસાસો મુકી જણાવ્યું 'અરે કેહેવું અજબ જેવું છે કે તું ઉપકારનો બદલો અપકારથી વાલેછ! કેહેવત છે કે જે ધાણી કોઈ નાલાયક ઉપર ઉપકાર કરે તેનો બદળો અપકારથી આવેછે. એ કેહેવત ખોટી છે એવું હું આજ તુલીક માનતો હતો, એ મારે કબુલ કરવું જોઇએ, સબબ એ દાહાપણ અને સંસાર રીતથી તદન ઊલટુંજછે. પણ અફસોસ એની સચા મારા પોતાનાં દુખ ભરેઆ અનુંભવથી પ પડેછે.' જીને જણાવ્યું 'હવે તું વધુ વ ત નાં બોહો. તાહારી તકરારથી હું મારો વીચ કદી ફેરવવાનો નથી, વાસ્તે ઉતાવળથી મને ણાવ કે તું કેવી રીતનું મોત મારેથી કરેછે.'

ગરજ એ સોધની માતા છે, તેમ માછીએ કાંઈ ટાલ કરવાની વેતરણ કરવા માંડી. તે બોલ્યો 'જયારે મારે મરવુંજ છે તો હું ખોદાનાં હોકમને તાબે થાઊંછ. પણ હું મોત માંગું તે પેહેલાં તુંને દાઊદનાં બેટા હજરત સુલેમાંન જેનાં નાંમની મોહોર અતરે કીધીછે, તેનાં સોગંદ આપી કહુંછ કે બે ત્રણ સવાલ જે હું પુછુંછ તેનો ઘટટો ખુલાસો કર.' આ કસમથી લાચાર થવાથી તે જીન ધુજતે અવાજે બોલ્યો:—'જે પુછવાનો હોય તે પુછ પણ સેતાબી કર.'"

સહવાર પડયાથી હયાંજ વાત પડતી મુકવી પડી. દીનાઝાડીએ જણાવ્યું "બેહેન મારે કબુલ કરવું જોઇએ કે જેમ જેમ એ વારતા લંમબાએછે તેમ તેમ વધારે રસ અને ચ બી ઉતપન કરેછે. મને આશા છે કે એ ની તમામ વારતા સાંભળવા વનાં આપણો બી શાહા તને મારી નાખવા મોકલશે ન શેહેરાજાડીએ જણાવ્યું "સુલતાંન કાંઇપણ કરવા મુખતીઆરછે માટે તેની મરજીને તાબે થવું." એ આપણો ફરજછે શાહ પોતે તે વાત સાંભળવાને બાહેશમંદ હતો તેથી સુલતાંનજાડીને મારી નાંખવાનું મુલતવી રાખ્યું.



## રાત ૧૧ મી.

આગલા મુજબ શેહેરીઆરે પોતાની ઓરત સાથ રાત ગુજારવા બાદ દીનારજાડીએ પોતાની બેહેન શેહેરાજાડીને અરજ ગુજારી:–"બેહેન મેહેરબાની કરી પેલા માછીની વારતા આગલ ચલાવ." જેનાં જવાબમાં તેની શેહેનશાહી બેહેને કહયું:–"પ્યારી બેહેન જો મારો ખાવીંદ સુલતાંન મને રજા આપે તો તેમ કરવાને હું દીલોજાનથી ખુશી છું." સુલતાંને રજા આપવાથી તેણીએ વાત આગલ ચલાવી:–

"જય... જીન બચાએ ખરૂં બોલવાને વચન આપ્યું ત્યારે તે માછીએ પુછયું:—'મને બચીત ઘણું અજાએબ જેવું લાગેછ કે તું આટલાં નાહાનાં વાસનમાં કેમ સમાયો. શું તું તે મોટા પરવરસ કરનાર પીતાનાં સોગંદ લેઈ એ વાતનો એકરાર કરેછે?'

**જીન**—હા, હું ખોદાનાં કસમ લેઈ એ વીશે એકરાર કરૂંછ કે હું એ વાસનમાં હતો.

**માછી**—હું ખરાં દીલથી કહુંછ કે એ વાત મારા માન્યામાં આવતી નથી. સબબ એ વાસન એવડું મોટું નથી કે તાહારો ફકત એક પગ પણ એમા તું રાખી શકે. ખરે એ મારા ખ્યાલમાં વતીક આવતું નથી, ત્યારે તાહારૂં આખુ બદન એમાં કેવી રીતે સમાએ.

**જીન**—હું કસમ લઈ જણાંઊંછ કે એજ વાસનમાં હું હતો. હું ખરા એતેકાદથી સોગંદ લેઊંછ અને તેથી પણ શું તાહારી ખાતરી થતી નથી?

**માછી**—બેશક મારી સમજમો એ લગારબી ઉતરી શકતું નથી, અને તું એ વાસણમાં પાછો ભરાઈ મારી ખાતર જમા કરે ત્યાં તુલીક હું તાહારૂં માનું પણ નહીં.

એ સાંભળી એ જીનનું આખું શરીર પીગલ્યું અને ધુમાડાનાં આકારમાં થઈ આખા કીનારા પર તે પથરાઈ ગયું. પછે પાછું રફતે રફતે એકઠું થઈ તે વાશનમાં ભરાવા લાગુ. તે એટલું તો અનદીઠ ભરાયું કે થોડાવાર પછે તેમાં તે સઘલું જમાવ થયું અને તુરત અંદરથી અવાજ આવ્યો:—'ઓ ભલા આદમી હવે તું મારૂં ખરૂં માનેછ કે નહીં, સબબ હું એ વાસનમાં તમાંમ ભરાઈ રહયો છું?'

માછીએ તેને પાછો જવાબ દેવા કરતાં પેલુ સીસાનું ઢાંકણું લેઈ તેનાં મોહોડાપર ઝડપથી ઢાંકી દીધું અને બોલ્યો:—'ઓ જીન હવે સમજ કે કાળાવાળા કરવાની અને મેહેરબાંની કરવાની વારન તાહારી આવીછે અને કહ્યું મોત તને ગમેછ તે જણાવાનો વખત તાહારો આવ્યોછે, તોયપણ મને તો એ બેહેતર લાગેછ કે તુંને પાછો દરીઆવને સપુરદ કરી આએ જગ્યા પર મકાંન બાંધી રહું, અને જે માછી હયાં જાલ નાંખવા આવે તેઓને બીસારત કરતો રહું કે તું જેવો મુજી જીન હયાં પડેલો છે, જેણે એવા સોગંદ ખાધાછ કે જે કોઈ તેનો છુટકારો કરે તેને મોતનાં ઈનાંમથી નવાજે.'

એ સખુનોથી જીન ઘણો ખીજવાયો અને તે વાસનમાંથી નીકળવાને ઘણાંએક ફાંફાં મારયાં; પણ હજરત સુલેમાંનની મોહોર તે ઉપર હતી તેથી તેનું કશું વળ્યું નહીં.

જયારે તેણે ખાતરી સાથ જોયું કે માછી તેનાં ઉપર ફાવી ગયો છે ત્યારે પોતાનો ગુસ્સો ઢાંકવાનો ઇરાદો કીધો, અને ખુશ મીજાજથી બોલ્યો:—'માછી તું જે બોલેછ તેમ કરવાથી સંભાળ લેજે સબબ જેબી મેં તને કહયું હતુ તે તો ફકત મશકરીમાં હતું.' માછીએ જવાબ દીધો:—'ઓ નાપાક જીન તું જે એક ઘડી આગલ એક મોહોટામાં મોહોટો જીન હતો તે હમણાં સરવેથી કમીનો બન્યો છે. તાહારાં ઠગારાં બોલવાથી હું કશુ લોભાવાનો નથી, અને તાહારી જગા દરીઆવનું ભીતરજ થશે. એ જગા પર તુંએ કહયુંછ તેમ કીઆમત સુધી આરાંમ કરજે. મેં તાહારી આગલ ખોદાને નાંમે માંગી વટીક લીધું કે મને તું મારી નાંખ, તો તે મારા માગવાને તુંએ તુછકારી કાહાડયું. આ વખતે તેવીજ ચાલ તાહારા તરફ મને ચાલવવી વધારે લાયક છે.' એ સાંભળી જીને કાળાવાળા કરવામાં અને સમજાવવામાં કશુ બાકી રાખ્યું નહીં. તે બોલ્યો 'જો તું, એ વાસન ખોલી મને પાછો છુટકારો બખશે તો તને સોગંદ ખાઈ વચન આપુંછ કે જેબી તું માગશે તે હું તરત તુંને પુરૂ પાડી આંપીશ.'

માછી એ ઉપરથી બોલવા લાગો 'ઓ જીન તું તો દગલબાજ છે અને તાહારા ઉપર હું વીસવાસ કેમ મેલી શકું? કારણ તું શ્રી યુનાનનાં એક શાહાએ દુબાન હકીમ સાથ ચાલ ચલાવી તેવી ચાલ મારી સાથ ચલાવાને ચુકે નહીં.'

**જીન**—વારૂં ત્યારે તે વાત શુંછે તે મને કહી સંભલાવ.

**માછી**—જો તારી મરજીછે તો સાંભલ:—



# યુનાની શાહા અને દુબાન હકીમની વારતા.

ઇરાંનનાં મુલકમાં એક શાહા રાજ ચલાવતો હતો. તેની પરજા યુનાની લોકની પણ હતી. એ શાહાને કોહોડનો બુરો મરજ લાગુ થયો અને તેનાં હકીમોએ તેને દરૂસ્ત કરવાને તદન હીમત મુકી દીધી. જયારે તેઓને શું કરવુ તે સુજ પડતુ નહીં અને તેમની દાનાઇની હદ આવેલી જોઈ ત્યારે એક દુબાન નાંમનો આલમા હકીમ દરબારે આવી ચહડયો.

એ હકીમે પોતાનો અભ્યાસ યુનાની, ઇરાની, તુરકી, અરબી વગેરે ભાષાઓથી કીધો હતો. તે સાથે તે જાતે સીધ પદાર્થ વીજ્ઞાનથી વાકેફગાર હતો તેથી દરેક જાતનાં રોપા અને જરી બુટીનાં ગુણ તથા અવગુણ સારી રીતે પીછાંની શકતો હતો. જયારે તેને પોતાના રાજાની બીમારી વીશેની ખબર પડી અને જાણ્યુ કે તેને દરૂસ્ત કરવાને સઘલા હકીમોએ આશા છોડી છે, ત્યારે એક ખુશ દેખાવનો પોશાક પેહેરી શાહાની હજુર જવાને ઇરાદ કીધો. ત્યાં જઈ તે બોલ્યો 'શાહા સલામત, મને ખબર પડીછ કે તમો નાંમવરનાં ત-

માંમ હકીમોએ તમારૂ દરદ સારૂં કરવાને પોતાની અશકતી જણાવીછે, લેકીન તમો જો મને તમારા દરદનો ઇલાજ કરવા ફરમાવો તો હું લગાડવાની કે પાવાની કાંઇ પણ દવા આપવા વગર તમારો રોગ સારો કરવાને માથે લેઉછું.'

શાહે તેનું સાંભલી જવાબ દીધો કે 'જે તું [illegible] તો જે તું બજાલાવે તો તુને અને તાહારાં કુટુંબ કબીલાને નીહલા કરીશ અને તુને બખશીશોથી ભરપુર કરી મારો માનીતો કરી દઇશ.' એનાં ઉતરમાં તે હકીમે જવાબ દીધો:— 'કબુલછે, શેહેનશાહ સલાંમત, અને મારી ફતેહનો આધાર દાદગર દાવર ઉપર રાખી આવતી સહવારે તાહારા હોકમથી હું મારો ઇલાજ અજમાવી જોઇશ.'

દુબાંન પોતાને મકાંન એટલી વાત થવા પછે ગયો, અને એક દદા ફેંકવાની પોકલ હાથાની લાકડી લેઈ તેને ધરવાનાં હાથામાં દવા ભરી; તેજ મુજબ એવો દડો બનાવ્યો. એટલું તૈયાર કરવા પછે તે શાહાની દરબારમાં પાછો ગયો અને તેની હજુર જઈ જમીનને બોસો દઈ પડયો:—' "

પણ એટલાંમાં તો સહવાર થયલી જોઈ તેથી સેહેરાઝાડી આગલ વધી શકી નહીં.

દીનારઝાડીએ જણાવ્યુ, 'વાહાલી બેહેન આવી દીલપજીર વારતા તું કયાં સીખી આવી." "પણ આવતી કાલે જો મારી જીંદગી સલાંમત રહી તો વધારે રસ સાથ તું તે સમજશે." સુલતાનાએ જવાબ દીધો. સુલતાંન પોતે પણ એ હકીમની હકીકત સાંભલવાને દીનારઝાડી માફકજ ખાહેસમંદ હતો. તેથી એક વધુ દીવશની મેહેતલ સેહેરાઝાડીને જીવવાને તેને આપી.




અગીઆરમી રાત પુરી થતાં દીનારઝાડીએ પોતાની બેહેનને સાદ મારી બીદાર કીધી અને બોલી કે "વાહાલી બેહેન, તને હજુ પેલા યુનાની શાહા અને દુબાંન હકીમની વારતાનું દેવું હમોને અદા કરવુંછે." જેનાં જવાબમાં તેની બેહેને ઉતર દીધો કે "બેશક તે કરજ અદા કરવાને હું ઘણી ખુશી સાથે તૈયાર છું." એટલુ બોલી વાત આગલ વધારી:—

"પેલો માછી જેણે તે જીન બચાને તે વાસનમાં બંધ કરી રાખ્યો હતો તેને કેહેવા લાગો કે, દુબાંન તુરત ઉઠી ઉભો થયો અને અદબ બજાલાવી શાહાને કેહેવા લાગો કે 'હું એવી અરજ ગુજારૂંછકે તમો નાંમવરે ઘોડાપર સવારી કરી જે ચોગાંનમાં દડીદાવ રમવાનો તમોને ચાળછે ત્યાં ચાલો.' શાહે તે મુજબ કીધું અને ત્યાં પુગો કે હકીમે આગલ આવી પોતે બનાવેલી દડા ફેંકવાની લાકડી તથા દડો તેને આપી કહયું:— 'નેકબખત શાહા, આ લાકડી તથા દાંડાથી તમો તમારી રમત શહરૂ કરો, અને તમો ઠાકી તમારા હાથ તથા પાંઊ પશીનાંથી ગરકાવ થઈ જાએ ત્યાં તુલીક એ ખેલવું જારી રાખો. જયારે તમારા હાથની ગરમીથી આ દાંડામાં મુકેલી દવા પીગલશે ત્યારે તે તમારાં આંગમાં પેવશ થઈ જશે. તમો પશીનાંથી તરબોર થાઓ કે રમત

ઓકુફ કરજો, સબબ એટલા વખતમાં તે દવાની અશર થઈ ચુકશે. મેહેલમાં જતાંજ તમારે હુમાંમ ખાણામાં જઈ ખુબ તહેરેથી આંગ મશલાવી અંગોર કરવો ને પછે બીછાનાંપર જઈ શુઈ જવું, અને સહવારે ઉઠતાંને વાર તમો જોશો કે તમારૂ ભુંડુ દરદ દફે થયુંછે.'

તેનાં ફરમાવા મુજબ શાહ તે દડી સાથ ખેલવતમાં ગુટાયો અને પોતાનાં હુમશરીક દરબારીઓની મદદથી તે દડી જે તે ફેંકતો તે પાછી તેની આગલ લાવવામાં આવતી, અને એ મુજબ તે તદન પરીનાંથી ભીનાઈ ગયો ત્યાં તુલીક રમ્યો. જે પછે રમવું છોડી તે મેહેલમાં આવ્યો અને દુબાંને ફરમાવ્યું તે મુજબ અંગોર કરી ખુવાબગાહાપર જઈ શુઈ ગયો.



દુબાન હકીમ.

જયારે તે સહવારનાં પોહોરમાં બીદાર થયો ત્યારે તે અજાયબી અને ખુશાલી સાથ જોવા લાગો કે તેનુ બુરૂં દરદ તદન દફે થઈ ગયું હતુ. પોતાનો પોશાક બદલી તુરતનો તુરત તે દરબારમા આવ્યો, અને તખત ઉપર બેસી, તેનાં દરબારીઓ જેઓ હકીમની દવાની અજાયબી જોવાને આગમચથી આવી ત્યાં બેઠા હતા, તેઓને તેણે પોતાનું શરીર દેખાડયું. એઓએ પોતાનાં શાહાંને તદન સાફ થયલો જોઈ ખુસાલી બતાવી. એવાંમાં દુબાંન હકીમ પોતે દરબારમાં દાખલ થયો અને જમીન ઉપર બોસા દેતો તથા શાહાને સલાંમ કરતો ઉભો. શાહે તુરત તેને પોતાની પાસે બેસવાનો હોકમ કીધો અને દરબારમાં તેની પીછાન કરાવી તેને લાઝેમ હતી તેટલી તારીફનાં સખુનો બોલ્યો. શાહો એટલુ કરીનેજ બેઠો નહીં; પણ તેને પોતાનીજ સાથેંજ સુફરા ઉપર બેસી જમવાનું માંન આપ્યું."

એટલું બોલતાં સેહેરાઝાડીની જુબાં ઉપર કુલફ દેવાઈ પડયું, જે ઉપરથી તેની બેહેન બોલી:—"બેહેન મને ખબર નથી પડતી કે આ વારતાનું સેવત કેહેવી વલણ લેશે, પણ બેશક એનું મનડાંન મણે ઘણું રસ ભરેલું લાગેછે." સુલતાંનઝાડીએ જવાબ દીધો:—"અએ પ્યારી બેહેની હજુર એ કરતાં વધારે સરસ બ્યાંન પાછલ રહયુંછે, અને મારો મુરબી મને હોકમ

કરી તે જહેરમાં આવતી રાતે લાવવા દેશો તો મારી ખાતર જમાંછે કે તું પણ મારાંજ મતને મલતી થશો.'' એ તકરાર સેહેરીઆરે કબુલ કરી તથા પોતે જે સાંભલ્યું હતું તેથી ખુશાલ થઈ, ઉઠી પોતાને કાંમે વલગ્યો.




બીજે દીવસે ડીનારઝાડી સુલતાંનને પોતાની મતલબથી બે ખબર રાખવાનો ઇરાદો કરી પોતે જાંણે ખુવાબમાંથી ભડકી ઉઠી હોય તે રવેશે એક ભયાંનક ચીશ પાડી ઉઠી, ઘભરાતે અવાજે બોલી:— "ઓ વાહાલી બેહેન, મેં આજ એવો ખરાબ ખુવાબ દીઠોછ કે તે ભુલી મારાથી જવાવાનું નથી, લેકીન જો તું પેલા હકીમ અને યુનાની શાહાની બાકી રેહેલી વારતા કેહેવાની મેહેરબાની કરે તો બહુ સારૂં કે મારાં દીલને જરા સાંતી પેડા થાય." શુલતાંનાંએ જવાબ દીધો, "મારો ખાવીંદ મને તેમ કરવાને પરવાંનગી બખશે તો દીલોજાંનથી તાહારી મરજી હું પાર પાડીશ." સેહેરીઆરે એ બીનાં સાંભલી તુરત પોતાની ઓરતને જણાવ્યું:—"વાહાલી સેહેરાઝાડી તું તેમ કરી તાહારી બેહેનને એખલીનેજ નહીં પણ મનેબી ખુશી કરશે, વાસ્તે જે મોહોબત તું મારી તરફ બતાવેછ તેનાં કશમ લઈ જાણાઉંછ કે તરત એ વાત ચાલુ કર." એ ઉપરથી સેહુરાઝાડીએ પોતાની વારતા આગલ ચલાવી:—

તે જીનને માછી કેહેવા લાગો કે, "શાહે તે હકીમને પોતાની સાથ સુફ્રા ઉપર તેડી માન આપ્યું એટલુંજ નહીં, પણ તેને એક લાંમબો કીમતી ઝભો પેહેરાવ્યો તથા બે હજાર અસરફી અપાવી. તેમજ બાહારવને અને તરીજે દીવશે પણ તેનાંપર પોતાનો સખી દસ્ત જારીજ રાખ્યો. ટુકમાં તેણે કબુ જાંણ્યું નહીં કે આવા ઉસ્તાદ હકીમની ચાલાકીનો બદલો તે વાલી શકયોછે. એ શાહાનો વડો વજીર કોઇને પણ સારૂં થતું જોઈ બહુ બલતો હતો. તે તેના ખુદરતી સ્વભાવ પરમાણે એકતો દુબાન હકીમની હુશીયારી જોઈ બલતો હતો, તેમા શાહ તેને જે મોટી બક્ષેશો આપી નવાજતો તે તેનાથી જોઈ શકાયું નહીં. એ ઉપરથી તેનાં ઉપર શાહાની ગેર મરજી ઉતરે એવો ઉપાએ સોધી કાહડવાનો તેને કસદ કીધો. એ મુજબ તે એક વખતે શાહાની હજુર ગયો, અને તેને ખાંનગી જગાપર લેઈ જઈ કહયું કે, તેને એક ઘણીજ અગતની વાતથી વાકેફ કરવોછે. શાહાએ તે જાંનવાની ખાહેશ જનાવી. તેણે કહ્યું કે, 'જેહાંપનાહ—જે સખસની વફાદારી કસોતી ઉપર મેલાઈ નહીં હોય તેની ઇમાંનદારી ઉપર કોઈ રાજાએ ભરૂસો લાવવો દેહેસત ભરેલોછે. જોકે તમો નામદાર દુબાન હકીમને તમારી બખશેશનાં બોજાથી ધાંકી દએોછો, તો પણ તમો નામવરને ખબર નથી કે એ દગલબાજછે અને તમારો જાંન લેવાનો ઇરાદો કરી તમારી દરબારમાં એને પગ મુકયોછે.' 'એ સઘલી વાત તુંએ કોણુથી સાંભલી વજીર ? અને

એ મુજબ તું કોણ સખસ સારૂ બોલેછ તેનો દરીઆફ્ત કીધોછે,' સાહે જવાબ દીધો.

ટવણીથી બેદાર થાઓ. સબબ હું એકવાર ફ્રીથી તમો નામદારને જણાઉછ કે દુબાન હકીમે



"શાહ તે દડી સાથ બેબતમાં ગુતાયો." (સફે ૪૮)

'જેહાંપનાહા, તમો નામવરને કહું છ તે બાબે મને સારી રવેસે ખબર મલીછે. તમારે એ ખબર રેહેવું નહીં જોઇએ; તમો જો હું ગાતા હોતો આ પે-

પોતાનો બાપીકો દેશ છોડયોછે તથા આએ દરબારમાં આવી રહયોછ તેનું મુખ્ય કારણ મેં તમોને આગલ જણાવ્યું તેજ છે.'

શાહે ઉતર દીધો, 'નહીં, નહીં, વજીર, તું જે સખસને દગલબાજી તથા લુચાઇનો એલકાબ આપેછે તે સખસ મનેતો સરવેથી અછો અને પાકજાદ મરદ માલમ પડેછે. તું જુએછ કે એણે મને કેવી એજમતી દવાથી અથવા મોજેજાથી સારો કીધો. જો એની નેમ મારી જીંદગી ઉપર હતેતો તે મને બચાવતે શું કરવાને? તે નને મારાં દરદમાં સબડવાજ દેત; અને હું કબુબી સારો થાત નહીં. મારી અરધી જીંદગીતો ખતમ થઈ ચુકીછે, વાસતે એવા સખસ ઉપર ઇતિરાજી પકડવાને વેહેમ તથા શક આનવાની પેરવી કરવાથી તું દુર રેહે, અને તાહારૂં હું સાંભલું તે અગાઉ તને હું જણાઉછકે એ માહાતમા મરદને તેની જીદગીનાં છેડા તુલીક એક હજાર અસરફીનું લવાજમ આપતું કરૂંછ. ખરૂં જોતાં તો એને મારા રાજપાત અને દોલતનો શરીક કરૂં તોપણ એણે મારા ઉપર જે મેહરબાની કીધીછ તેનો બદલો વલે નહીં. એની નેક ખુબી જોઇને તું અદેખાઇથી તાહારા પેતમાંનું બલતુ કાહાડેછ; વાસ્તે તુ ખાતરજમાથી માંનજે કે હું તાહારી કુસલવણીથી આંધળો બની તેના ઉપર શકમંદ થઇશ નહીં. એક વજીરે પોતાનાં શાહા શીનબાદને તેનાં શાહાજાદાને મારી નાંખતાં અટકાવાને શુ કહયું હતું તે મને બરાબર યાદ આવેછે.'"

"પણ શાહેબ રાત ખતમગીએ પુગી રોશાન રોજે દેખાવ આપ્યોછ માટે મારાથી આગલ વધાતું નથી." એ મુજબ સેહેરાઝાડીએ જણાવ્યુ તેથી દીનારઝાડીએ બોલવું શરૂ કીધું:—"હું ઘણીજ એ વારતાથી ખુશી થઈ ગઇછું કે વજીરનાં આવાં સદંતર ખોટાં તોહોમતનો શાહે આવી મજબુતાઈથી ઇનિકાર કીધો." સેહેરાઝાડી તેપરથી બોલી:—"જે શાહાની તું તારીફ કરેછ તેજ શાહા વીશે આવતી કાલે ધીકાર બતાવશે. જેનું બયાંન હવે પછે કરી, જો મારો સાહેબ સાંભલવાની પરવાંનગી આપશે તો, હું મારૂં કેહેવું ખરૂં પાડી આપીશ." સુલતાંનને, યુનાની શાહે શું નબલાઈ દેખાડી તે સાંભલવાની ખાહેશ હતી તેથી તે દીવશ પણ સુલતાંનાંને જીવતી રાખી.




જયારે શીહા રાતની ચુપકીડી તોડનાર રોશાન રોજની સવારીને એક કલાક વીલમ હતો ત્યારે દીનારઝાડીએ પોતાની બેહેનને બીદાર કીધી તથા તેને કેહેવા લાગી કે "બેહેન તું તાહારા કોલ મુજબ પેલા માછીનુ દાસતાંન કહી સંભલાવશે; અને તે તુંએ કયાંથી અધુરૂં મુકીયુંછે તેની તને યાદ આપુંછ. તે એકે પેલા મજબુત ઠરાવનાં શાહાએ દુબાંન હકીમ વીશે તેના વજીરે નાખેલો શક તેને સારૂ ના કહી માન્યો નહીં." સુલતાંનાએ જણાવ્યું કે, "મને તે હવે યાદ આવ્યું અને પછે શું બનાવે જનમ લીધો તે કહુંછ."

પછે પોતાનાં ખાવીંદને અરજ ગુજારી બોલી:—

"શાહેબ તે ચુનાની શાહે જયારે શીનબાદ શાહાના દાખલો આપ્યો ત્યારે તે વીશે વજીર ઘણો જાંણવાને ખાહેશમંદ થયો તેથી તે બોલ્યો:— 'અગરજો બંદો તાહારી હજુર માંગી લેવાની હીમત કરેતો તે દરગુજર કરજે, લેકીન શીનબાદના વજીરે પોતાનાં ખાવીંદ શાહાને તેનાં બેટાને બેજાંન કરવાથી અટકાવાને શું સમજાવ્યો તે કહી સંભલાવ.' તેની એ ઇછા પુરી પાડવાને શાહે જણાવ્યું કે:—'તે વજીરે શાહાને સમજાવ્યો કે ફકત મતરાઇનો બોલવાથી જે કાંમ તે કરેછ તેથી સાવચેત રેહેવું, સબબ પછવાડેથી તેને સારૂં તેને ઘણો પસતાવો કરવો પડશે.' એમ કહી પોતાનું દાસ્તાંન નીચે મુજબ આગલ ચલાવ્યું:—



# એક ખાવંદ અને પોપટ.

કોઇએક સખસની ઘણીજ ખુબશુરત ઓરત હતી, જેને તે અત્યનત પ્યાર અને માયાથી ચાહાતો હતો, એટલુંજ નહીં પણ એક ઘડી પણ તેને પોતાની નજરની દ્રસ્તીથી વેગલી જવા દેતો હતો નહીં. પણ એક દીવસે તેને કોઈ અગતનાં સબબ સર બાહાર જવુંજ પડયું; તેથી તે પાધરો જયાં સઘલી વરણના પંખેરાં વેચાતાં હતાં ત્યાં ગયો અને સઘળાંઓમાં એક પોપત * પર તેની નજર પડી, જે પોપટ સારી જુબાંનથી બોલતો હતો એટલુંજ નહીં પણ જે જે બનાવો તેની નજર આગલ બને તે વટીક કેહેતો હતો. એ કીમતી પક્ષી તે ખરીદી એક પીંજરાંમાં મુકી પોતાને ઘર લાવ્યો, અને પોતાની ઓરતને જણાવ્યું કે તેને તેનાં ઓરડામાં રાખી તેની ગેર હાજરીમાં પુરતી સંભાલ તેની રાખવી. એટલું કેવા પછે તે પોતાને કાંમે ગયો.

જયારે તે પાછો આવ્યો ત્યારે પોપટને પુછવા બેઠો કે તેની ગેર હાજરીમાં શું શું હકીકત બની હતી. એપરથી પોપટે સઘલી બીનાં જણાવી જે સાંભલી પોતાની બાયડીને તેને ઠપકો આપવો પડયો. તેણીએ ધારયું કે આવી રીતે પોતાનાં ખાવીંદનાં કાંન ભંરનાર તેણીનાં ગુલાંમો હશે. પણ તે સઘલાંઓએ સોગંદ લેઈ પોતાની વફાદારી જણાવી અને એકમતથી વીચાર આપ્યો કે એ ચુંગલી કરનાર પોપટ હશે.

એ ઉપરથી પોતાનાં ખાવીંદના દીલમાંથી ખતરો દુર કરવાને તથા તેજ વખતે વલી પોપટ ઉપર પોતાનું વેર લેવાને તેણીએ યુકતી રચી. વલી જયારે તેનો ખાવીંદ બીજી વખતે બાહાર ગયો ત્યારે તેણે પોતાની એક ગોલાંમડીને ફરમાવ્યું કે મધ રાતે આવી પોપટનાં પીંજરાં નીચે નાહાની ઘંટી ફેરવવી; બીજીને પાંણીનો છટકાવ કરવા કહયું અને ત્રીજીને જણાવ્યું કે બતી સાથ એક આરસી લેઈ તે પોપટની આગલ પાછલ રોશનીનો ઝલકાત કરવો. પોતાની શાહેબજાદીનાં ફરમાવા મુજબ તે ગુલાંમડીઓએ ઘણી મોડી રાત સુધી કીધું.

---

* એ પોપટના જેવાંજ બીજા એક પોપટ વીશે એક અરબ હીતીઆસ કરતાએ લખેલું છે કે તે એક છેડથી બીજે શુધી આખું કુરાંન બોલી જતો હતો.

બીજે દીવસે સાહાંજે તેનો વર ઘર આવ્યો, અને આગલ મુજબ પોપટને સવાલ કીધો, જેનાં ઉતરમાં તેણે કહ્યું, 'નેક સાહેબ આખી રાત ગગડાટ, વીજ, અને વરસાદથી હું એટલો કંતાલી ગયો કે શુ બોલું.' પેલાને સારી પેઠે રોશન હતું કે કાંઈ વા વજોડું કે વરસાદ પડ્યો હતોજ નહી, તેથી ગુમાન લેઈ ગયો કે એ બાબદમાં પોપટે ખરેખરૂં કહ્યું નથી, અને તેમુજ આગલી વાત પણ તેની ખોટીજ હશે. તેથી તેને પીજરાંમાંથી પોપટને કાહાડી જમીનપર એટળાંતો જોરથી નાખ્યો કે તતકાલ એ પંખેરાંનું મોહોત નીપજ્યું. પછવાડેથી તેનાં પડોસીઓથી તેને ખબર પડી કે પોપટે તેને કાંઈ ઠગ્યો હતો નહીં, લેકીન એ સઘલું ફીતુર તેની નીચ ઓરતે મચાવ્યું હતું. આથી તેને પોપટને મારી નાખ્યો માટે ઘણોજ પસતાવા લાગો." એટલાંમાંતો શેહેરાઝાડી અચકી બેઠી, સબબ રોસન રોજનું કીરણ તેની ચલકતી ચશમનાં દરશણે આવ્યું હતું.

દીનારઝાડીએ તેપરથી જબાન ખોલી કે, "પ્યારી બેહેન તું જેબી હકીકત હમારી આગલ કેહેછે તે એટલીતો તાજુબી ભરેલીછે કે એનાં કરતાં વધારે બેહેતર કોઇજ હોય." સેહેરાઝાડીએ જવાબ દીધો, "અગરજો મારો મુરબી મને વધુ વખતની બખશેશ કરેતો હજુર વધારે તને ગમત ઉપજાવી શકીશ." એ વખતે પણ તેને વીશે કશો હોકમ આપ્યા વનાં સુલતાંન પોતાને કાંમે ગયો, સબબ તેની ઉલત પણ દીનારઝાડી માફક સુલતાંનાંની વારતા સાંભલવાને તલપી રહી હતી.




એ રાત્રે પણ દીનારઝાડી તૈયારજ થઈ રહી હતી, અને પોતાની બેહેનને તેની વારતા પાછી ચાલુ કરવાને આગલ મુજબ અરજ ગુજારી. જેનાં ઉતરમાં તે બોલી, "બેહેન હા, હું એક વારતા કહુંછુ." પણ સુલતાંન વચ્ચે બોલી ઉઠ્યો કે રખે કોઈ બીજુંજ દાસતાંન તે ચલાવે; તેથી તેને અધુરી રહેલી તેની વારતા પુરી કરવાને પોતાની મરજી જણાવાથી સેહેરાઝાડીએ જણાવ્યું:—"તમારા હોકમને હું તાબે છું." પછે તેણે હેઠલ મુજબ કહ્યું:—

જ્યારે તે યુનાની શાહે પેલા પોપટની વારતા વજીરને કહી સંભલાવી ત્યારે તે બોલ્યો, "હવે વજીર તું દુખાંન હકીમને ધીકારેછ, જેણે તુંને કોઈ રીતે નુકશાંન કીધું નથી. અને તેને સારૂં તું મારૂં મગજ ફેરવવાની કોશેસ કરેછ કે હું તેને મારેથી દુર કરી નાખું. પણ પેલી ઓરતના ખાવીંદ પોપટને મારી નાખી જે પસતાવો કીધો, તેવો પસતાવો કરવાને જો લાયક થાઉંતો તેનથી હું છુટો પડું."

પણ એ દગલબાજ વજીરને તો તે હકીમને દુર કરવોજ હતો તેથી બોલ્યો, "ખાવીંદ, એક પોપટનું મોહોત કશી બીસાદ ધરાવતું નથી અને તેનાં ધણીનો ગમ ઝાઝા દીવશ ચાલું રહયો પણ નહીં હશે. પણ એક બેગુના આદમીને નુકશાંન કરવાની બીહીકને લીધે એ હકીમને જલાદને સોંપવાથી કેમ ડરોછો? જયારે

એક શાહાની જીંદગી ઉપર શક પડ્યો તો એક જુઠી ગપને પણ વજન આપવું સજાવારછે. એક ગુનેગાર બચે તેનાં કરતાં એક બે ગુના મારયો જાએ તે પરવડે. વલી શાહેબ એ બીનાં ગલત નથી; અને દુબાન હકીમે તમો નામદારનું ખુન કરવાને નકીજ વીચાર કીધેલોછે. હું અદેખાઈ સારૂ એને મારો મુદઈ ગણતો નથી, પણ તમો નામદારની જીંદગી તથા શલાંમતી ઉપર એટલું મારૂં દીલ લાગેલુંછે કે આ મુજબ મને કેહેવાની ફરજ હું સમજુંછું. જો મારૂં કેહેવું એક રેશબી ગલત માલમ પડેતો જેમ આગલા એક વજીરને શીજા કરવામાં આવી હતી તેવી ખમવાને હું તૈયારછું." શાહે પુછ્યું, "તે વજીરની શું વાત વારૂં?" "તમો નામવર જો તમારાં કાંનની અનાએત કરોતો ફરમાબરદાર તે કહી સંભલાવે."



"જે મોટી બક્ષેશો આપી" (સફે ૪૯)



# શીજા પાંમેલા એક વજીરની હકીકત.

કોઈ એક રાજા રાજ ચલાવતો હતો. તેને પોતે એક બેટાનું ફરજંદ હતું, જેને શેકાર કરવાનું ઘેલું લાગું હતું. તેનો એ શોખ પુરો પાડવાને તે રજા આપતો હતો, પણ પોતાનાં વડા વજીરને તેની સાથ રેહેવાને ફરમાંન કરતો હતો.

એક દીવસે શેકાર કરતાં પારધીઓએ એક હરણને ઘેરી ગભરાવ્યું. શાહાજાદો એવું સમજ્યો કે તેનો રખેવાલ વજીર તેની પુઠેછે તેથી તેણે તે નાંહાસતાં હરણની પુઠ પકડી અને એટલીતો ઝડપથી દોડયો કે તેનાં બધા સાથીઓ દુર રહી ગયા. એ જોઈ તે અચકી ઉભો અને વજીરને જઈ મલવાને યત્ન કીધો. પણ તે જગાથી તે તદન બેગાંનો હતો તેથી તે આગલ ચાલી ગયો.

તે હંઈ તહીં ભટકતો હતો તેવામાં તે એક ખુબચેહેર નાંજનીન આગલ જઈ લાગો જે ઘણાજ કંડવાસથી આંખ પાંણી ભરતી માહેતમ કરતી હતી. પોતાનો ઘોડો ત્યાં થોભાડી તેણે પુછયું કે તે કોણ હતી, એ જગાપર તે એખલી શી રવેશે આવી હતી, અને તે રડતી કેમ હતી? તેણે ઉતર દીધો. "હું એક હીંદનાં રાજાની દીકરીછું. હું મારા ઘોડાપર બેસી ફરવા નીકલી તેવામાં મારી આંખપર હુંગે ગલબો કીધાથી હું જમીનદોસ્ત થઈ, અને તે ઘોડો જતો રહયો અને તે કયાં જતો રહયો તે મને માલમ પડતું નહીં."

શાહાજાદાએ તેણીની દયા ખાઈ જણાવ્યું કે તેણે તેની પીઠ પાછલ ઘોડેસવાર થવું, જે તેણે બા ખુશીથી કબુલ કીધું.

તેઓ એક ભાગી પડેલાં ઘર આગલથી જતાં હતા ત્યારે તે બાનુંએ નીચે ઉતરવાની મરજી જણાવી. શાહાજાદાએ તુરત ઘોડો ઉભો રાખ્યો અને તે શાહાજાદી નીચે ઉતરી પડી.

શાહાજાદો પોતે પણ પાંઉ પીઆદો થઈ ઘોડા સાથ તે ભાગેલાં ઘર તરફ ચાલ્યો. પણ તે ઓરતે કહયું કે, "બેટાઓ ખુશી થાઓ કે હું તમારે સારૂં ઘણો સરસ માટેલો અને જવાનમરદ શેકાર તરીકે લાવીછું." આએ વખતની એ શાહાજાદાની અજાએબીનો વીચાર થઈ શકતો નથી. પેલીનાં ઉતરમાં બીજા અવાજ આવ્યાં કે "મા, મા તે કાંહાંછે, જલદી હમારી આગલ તેને લાવકે તેને હમે ખાઈ જઈએ, સબબ હમો ઘણા ભુખાં થઈ ગયાંછે." આટલુંજ સાંભલી તે સાહાજાદાની ખાતર જમાં થઈ કે પોતે કેવા દીકત ભયમાં આવી પડયોછે. તેણે જોયું કે જે ઓરતે પોતાને એક હીંદની શાહાજાદી જણાવી હતી તે તો કોઈ આદમખાઉ દૈત જે ભાંગેલાં ઉજડ ખંડણવાલા ઘરમાં પડી રેહેછે તેની ઓરત હતી, અને જેઓ વટે મારગું રાહાદારીઓને ભમાવીને પોતાનાં પંજા તલે ભચડી ખાઈ જતાં હતાં. શાહાજાદો ઘણો બીધો તેથી પાછો ઘોડે સવાર થયો.

પણ તેજ વખતે તે દાકણ ત્યાં આવી ઉભી. તેણે જોયું કે શેકાર હાથમાંથી જતો રેહેછે ત્યારે બોલી "શાહાજાદા તું કશી ફીકર માં કર; તું કોણછે? અને હયાં કોણને બોલેછે?"

"મે મારો મારગ ગુમાવ્યોછે તે સોધુંછ." "જો તું મારગ ભુલ્યો હોયતો હકતાલાથી જાંણવા માગ, સબબ તે તાહારી મુશકેલીમાંથી તને છુટો કરશે." શાહાજાદાએ તુરત આસમાંન તરફ નજર કીધી અને—

"પણ શાહેબ દીસ ઉગેલા જણાયછ માટે હું હયાંથીજ ખતમ કરૂંછ."

દીનારઝાડીએ કહયું, "અરે તે શાહાઝાદા બચારાનું શુ થયું હશે તે મને જાંણવાની બહુંજ ખાહેશ થાયછે. બચીત તેને માટે મારાં દીળમા ધ્રુજરાં ભરાયછે."

સેહરાઝાડીએ જાણાવ્યું 'બેન આવતી કાળવેર મારો ખાવીંદ જો મને વગર હરખતે જીવવા દેશેતો એનો ખુલાશો કહી સંભલાવીશ." સેહેરીઆર એ પરાકરમ સાંભલવાને ઘણો આરજુમંદ હતો તેથી એ દીવશે પણ તેને તેણીને જવા દીધી.




દીનારઝાડીને તો પેલા બાગની ચુંગાલમાં પકડાએલા શાહાજાદાની કંમબખતી જાંણવાની આતુરતા હતી તેથી એ રાતે તેણે તેની બેહેનને રાબેતા કરતાં જલદીથી ઉઠાડી, તે બોલી, "બેહેન મેરબાંની કરી ગઈ કાલની અધુરી રહેલી વાત તું આગલ ચલાવ, મને પેલા જવાંન શાહાજાદા વીશે ઘણી અજાએબી લાગેછે અને તેનો ખવીશ અને તેનાં બચાંએ ભક્ષ કીધો કે નહીં તે જાંણવાને ખાએશ થઈ રહીછે."

સેહેરીઆરે પોતે પણ તેણીનેજ મલતી પોતાની ફીકર જણાવવાથી સુલતાનાંએ કહયું, "ત્યારે સાહેબ એ પરાકરમનો અંત આજે હું કહી સંભલાઊંછ:—"

જ્યારે પેલી ઘોંગી હીંદની શાહાજાદીએ તેને કીરતાર સોડે મદદ ચાહાવાને ફરમાવ્યું ત્યારે તેણે ધારયું નહીં કે તે જીગરથી બોલેછે, અને ગુમાંન લેઈ ગયો કે તે દદા તેને પોતાનાં પંજામાં સપડાએલોજ હજુર ધારેછે; તેટલા વાસ્તે ખોદાની દરગા તરફ નજર નાખી તે બોલ્યો. "ઓ ખલકના કીરતાર, મારા તરફ જો અને એ નાપેકાર દુસમનથી મને છોડવ." આટલું કીધું કે તે સેહેતાનઝાડી પાછી પોતાનાં ભાગેલાં મકાંનમાં ચાલી અને સાહાજાદે ઘોડાને એડ મારી ઝડપથી આગલ રસ્તો લીધો. તેને સારાં ભાયગે પોતાનો ગુમાંવેલો મારગ પાયો અને શાહી સલાંમત પોતાનાં બાપનાં મેહેલમાં પોહોંતો. ત્યાં જવા બાદ વજીરની બે દરકારીથી તેનાંપર કેવી ભયંકાર આફત આવી પડી તેનું વીસતારી બ્યાંન કહી સંભલાવ્યું. જેપરથી શાહા ઘણો ગુસાથી લાલ પીલો થઈ ગયો અને હોકમ કીધો કે તે વજીરને એકદમ ગુંગલાવી મારી નાખે.

એટલું કહ્યાં બાદ યુનાની શાહાનો તે ચુંગલીખોર વજીર બોલ્યો "સાહેબ, દુબાન હકીમ તરફ તમે જો તમારાં જાંનની સલાંમતી વીશે સંભાલ વનાં બેસી રેહેશો તો જે વીશવાશ તમે તેનાંમાં મુકયોછે તે કોઈ દીવસે તમોને ભારી પડશે. મારીતો પુર ખાતરી થઇછે કે આપ ખાવીંદનાં દુસમનોની સીખવણી ઉપરથી તે તમારી જીંદગી પર તરાપ મારવાને એક છુપા જાસુસ તરીકે હયાં આવેલોછે. તમે કેહેશો કે તેણે તમારૂં સખત દરદ દફે કીધું. પણ અફસોસ! તેની ખાતરી કોણે કીધીછે! કદાચ એ મોજેજો બાહારથીજ ફકત દેખાતો હોય અને અંદરખાંણેથી દરદ જેમનું તેમ પણ હોય. વલી તમોને જે દવા લાગુ કીધીછ તે વખત જતાં નુકશાંન નહીંજ કરશે એવી ખાતરી કેમ થઈ શકે!"

યુનાની શાહા, એ કરપીન વજીરની મતલબ શું હતી તે પાંમી શકયો નહીં, તેમજ તે પોતાનાં આગલાં મતને વલગી રેહેવાને તાકાત ધરાવી શકયો નહીં. એ વજીરનું કેહેવું તેને ચોંકેલો રાખવાને પુરતું હતું તેથી તે બોલ્યો, "વજીર, તું કેહેછ તે રાસ્તછે, અને તે મારી જીંદગી લેવાનાં હેતુથીજ અતરે આવ્યો હશે, અને જો તે ચાહેતો પોતાની દવા સુંગાડવાથીજ પોતાનું કામ કરી શકે."

જયારે વજીરે પાહાદશાહાને એવાં વળણપર જોયો ત્યારે તેણે જણાવ્યું, "ખાવીંદ, તમારી જીંદગીની સલાંમતી ખાતર સરવેથી તુરતનો અને ચોકસ ઉપાય તો એજ છેકે તમારે દુબાનને બોલાવી મંગાવી તેનું સર તનથી દુર કરવાને હોકમ કરવો." શાહા બોલ્યો, "એનો નીકાલ એજ ઉપાયથી કરવો વધારે બેહેતરછે કે તે પોતાની મતલબમાં નીસફલ જાય." એમ બોલી તેણે પોતાનાં એક નફરને દુબાનને તેડવા મોકલ્યો. દુબાંનને કશી વાતની ખબર નહીં હતી તેથી તે તુરત દરબારમાં દોડતો આવ્યો.

જયારે તે આવ્યો ત્યારે શાહે તેને કહયું, "દુબાન તને ખબરછે કે તને મે શું કામ હયાં બોલાવ્યોછે?"

**દુબાન**—નહીં, જેહાંપનાહા, અને તમો નાવરનો શું હોકમછે તે સાંભલતો હું ઉભોછ.

**શાહા**—મે તને બોલાવી મંગાવ્યો તેનું એજ કારણ કે તાહારો જીવ લેઈ તાહારેથી છુટો પડું.

પોતાની સાંમે અચબુચ મોહોતનો હોકમ સાંભલી દુબાનને જે અજાએબી લાગી તેનો વીચાર કરવો માહાલછે. તે બોલ્યો, "ખાવીંદ મારી જીંદગી લેવાનો સબબ શું? મે શું ગુનાહા કીધોછ કે તેનાં દંડ તરીકે મારી જીંદગી તને આપવી પડેછે?" શાહા બોલ્યો, "મારી ખાતરી કરવામાં આવીછકે તું મારી દરબારમાં મારો જાંન લેવાના ઇરાદાથી આવ્યોછે, અને જેનો અટકાવ તાહારી જીંદગી લેઇને કરીશ; વાસ્તે અએ જલાદ શમશેહરનો એક ફટકો લગાવી એ ચંડાળ કંગાળથી મને છુટો કર."

જયારે દુબાન હકીમે શાહનો આએ ઘાતકી ઠેરાવ સાંભલ્યો ત્યારે તેને તરતજ વીચારયું કે જે બક્ષેશો અને મેહરબાની તેના ઉપર દેખાડવામાં આવી હતી તેથી તેના દુસમનોએ તેના ઉપર ફાવવાને રાજાના કાન ભરયા હશે. તેને રાજાનું દરદ સારૂં કીધું તેનો હવે પસ્તાવો થવા લાગો; પણ તે ઘણો અસુરે. તેને રાજાને કહ્યું કે, "શું તમારૂં દરદ દફે કીધું તેનો તમો આવો બદલો વાલોછે.?" તેનું કાંઇપણ સાંભલ્યાં વના શાહે જલાદને તેનું દાકું ઉદાડી નાખવા ફરી હોકમ કર્યો. એ પરથી હકીમે કાલાવાલા કરવા સરૂ કર્યા. "અફસોસ!" તેને કહ્યું, "મેહરબાંન શાહ મને જીવતદાન બખશ અને તે કીરતાર તારી ઉમરદરાજ કરશે; મને મારી નાખવાથી પહરેજ રેહે, નહીં તરકે ઇસ્વરનો કોફ તારા ઉપર પણ એવીજ રીતે ઉતરસે." તે મા-

છીએ તેની વારતા આટલું કહી અટકાવી, જીનને તે લાગુ પાડી. તે બોલ્યો, "અએ જીન, તુને હવે યાદ આવતું હશે કે જે બનાવ તે વખતે દુબાન હકીમ તથા શાહ વચ્ચે બન્યો, તેજ બનાવ હાલ આપણ બે વચ્ચે બનેછે."

પછે તેને તેનું દાસ્તાંન આગલ ચલાવી કહ્યું કે, યુનાનના રાજાએ હકીમની આએ માગની ખોદાને ખાતર કબુલ કરવાને બદલે ઘાતકી દીર જુદું પાડવા ગયો. એ જોઈ જે દરબારીઓ ત્યાં હાજર હતા તેઓને દયા આવવાથી રાજા પાસે તેનું જીવતદાંન માગી જનાવ્યું કે તે બે ગુનાહ હતો, તથા તેની સારી ચાલના જામીન થવાને તેઓ પોતે તૈયાર હતા; પણ રાજા આગલ તેઓનું કાંઇ વલ્યું નહીં. હકીમે, જે પોતાના ગુથનપર પડેલો તથા આંખે પાતા બાંધેલો પોતાની જીંદગી ખતમ કરનારો છેલો જ-



" પોતાની ઓરતને જણાવ્યું કે તેને તેના ઓરડામાં રાખી." (અંક ૫૨)

લથી જવાબ વાલ્યો, "કધી નહીં; મારે તને મારી નાખવોજ જોઇએ, નહીં તરકે જે હુનરથી મને તેં સારો કીધો તેજ હુનરથી મારી જીંદગીનો તું અંત લાવશે." આએ સાંભલવાથી હકીમ પોતા તરફની રાજાની આએ નીમખહરાંમીપર ફીતકાર નાખી, મરવાને તઇઆર થયો. જલાદ તેની આંખે પાતો બાંધી તથા તેનાં હાથને સીકરી લેઈ, પોતાની તરવારથી તેનું શીતકો લેવાને ખોતી હતો, રાજાને ફરી એકવાર અરજ ગુજારી. તે કેહવા લાગો કે, "જેહાંપના જ્યારે તમો નામવર મારી સીજા પાછી નથી ફેરવનારતો હું એટલુંજ માગી લઊંછું કે, તમે મને એકવાર પાછો મારે ઘરે જવા દેશો, કે હું મારા મોત પછી મારી શું, શું કીરીઆ કરવી તે ફરમાવી આઊં, મારાં કુતુંબને છેલો ભેતી લેઊં, મારેથી બની આવતું ગ-

શીઓને દાન આપું, અને મારી ચોપડીઓ, જેઓ સારો ઉપયોગ કરી જાંનતા હોય, તેઓને સવાધીન કરૂં. એ કેતાબોમા મારી પાસે એક ઘણીજ ઉમદા કેતાબછે કે જે હું તમો નામદારને આપવા ચાહુંછું. તે ઘણી કીમતી ચોપડીછે તથા તમો નામદારના ખજાનામાં રાખવાને તે ઘણી અગતની થઈ પડશે.'' રાજાએ પુછયું, ''તેને એટલી બધી કીમતી કરવાનો સબબ શું છે?'' ''સાહેબ,'' હકીમે જવાબ દીધો, ''તે મધે ઘણીએક ભેદી વાતો આવેલીછે, જે મધે મુખ્ય એ છે કે, જ્યારે મારૂં માથું સરીરથી જુદું પાડીઆમાં આવે ત્યારે, જો તમો નામદાર તે ચોપડીનું છઠું પાંનું ઉગાડી દાભા હાથ ઉપરના પાનામાં આવેલી ત્રીજી લીટી વાંચશોતો, મારૂં કાપી નાખેલું શીર જેબી તમો સવાલ પુછસો તેનો જવાબ આપશે.'' રાજાને આએ અજાએબ જેવી ચોપડી જોવાનો શોખ થવાથી તેને હકીમને એક દીવસ જલાદના ફતકાથી બચાવી સીપાઇઓની મજબુત ચોકી સાથે તેને ઘરે રવાના કીધો.

હકીમે એ અવસરમાં પોતાનાં છેલા દીવસનો સઘલો બંદોબસ્ત કરી લીધો; અને એ હકીમના મોત બાદ કોઈ ફેરો ન બનેલો મોજેજો બનનારછે, એવો અફવા ઉદવાથી તે જોવાને બીજે દીવશે વજીર, અમીરો, સરદારો, અને તુંકમા સઘલા દરબારને લગતાં આદમીઓથી મીજલસ ચીકાર થઈ ગઈ.

હકીમ દુબાનને મીજલસ વચે લાવવામાં આવ્યો. તે પોતાના હાથમાં એક મોહોટી કેતાબ લેઈ તખતના પગ લગીન ગયો, અને એક પાણીનું વાસન મંગાવી તે મધે તે ચોપડીની ઉપર જે **કવર** કરેલું હતું તે કાહાડી તે વાસનમાં મેલીઊં. એટલું કરી તે ચોપડી શાહના હાથમાં આપી, તેને કહ્યું, ''સાહેબ, આએ કેતાબ લેઓ અને જેવો જલાદ પોતાનું કાંમ પુરૂં કરે તેવોજ તેને મારૂં માહું લેઈ પાણીના વાસનમાં આએ ચોપડીનું જે **કવર** મેલીઊંછે તેપર મુકવાનો હોકમ કરજો. જેવું તે તેપર મુકવામાં આવશે તેવું જે લોહી વેહતું હશે તે બંધ થઈ જશે; જે પછે ચોપડી ઉગાડજો, અને મારૂં માહું તમારા સવાલના જવાબ વાલશે. ''પણ શાહેબ,'' તેને વળી કહ્યું, ''મને ફરી એકવાર તમો નામદારની દયા ચાહાવાને અરજ ગુજારવા દો; ખોદાને ખાતર મારી છેલી માંગણી કબુલ કરો; હું કહુંછુંકે હું નીરઅપરાધી છું.''

રાજાએ જવાબ દીધો કે, ''તારી કાકલુદી ફોકટછે, જો કાંઈજ નહીં તો તારૂં માથું જે મારા સવાલનો જવાબ વાલનારછે, તે સારૂ તને મારી નાખવાનો મે ઠેરાવ કર્યોછે.''

જલાદે હકીમનું માહું એવી હુશીઆરીથી કાપ્યું કે તુરતજ તે પેલાં વાસનમાં પડયું; અને જેવું તેને ચોપડીના **કવર** ઉપર મુકવામાં આવ્યું કે લોહી તરત બંધ થયું. જે પછે, રાજા તથા દરબારી વગેરે સરવેની અજાયબી વચે તેને પોતાની આંખો ખોલી કહ્યું, ''હવે શાહેબ, તમો ચોપડી ઉગાડશો?'' શાહે ચોપડી ખોલી જાયું તો તેના પાણા એકમેક સાથે ગુંદરથી વરગેલાં હોય તેવાં દીસવા લાગાં; અને તે પાના શોહલથી ઉગાડવાને રાજાને ગરી ગરી પોતાનો હાથ જીભને લગાડી થુકથી ભીજવવો પડયો; એ મીસાલે છઠે સફે આવ્યો ત્યાં લગન તેને કરવું પડયું, અને જયાં વેદ વાંચવા કેહ્યું હતું* તાંહાં જોતાં કાંઈ લખેલું દીસયું નહીં, તેથી તેને પુછયું, ''હકોમ'' પેલાં માથાં તરફ ફરી રાજા બોલ્યો, ''આએ પાનાપર તો કાંઈબી લખેલું નથી.'' પેલા હકીમના ધડે* જવાબ વાલ્યો, ''ત્યારે થોડાં બીજાં પાણાં ફેરવો.''

* અરબી લખનારાઓમાં એવી રીતે બોલતાં માંથાના દાખલા પુષ્કલ મલી આવેછે. જબરના બેટા સઈએદનું માથું કાપી નાખવા પછે બોલ્યું હતું કે, ''ખોદા સીવાય બીજું કોઈ તેની સકતી ધરાવનાર નથી.''

જ્યાં લગન પેલી ચોપડીના પાનામાં મેલેલાં ઝેરે રાજા ઉપર અસર કરી, ત્યાં લગન તેને તે પાના ફેરવ્યા કીધાં; અને દરેક પાનું ફેરવવા આગમજ તેને તેના આંગલાંને જીભને લગાડવું પડતું. થોડાવારમાં શાહને દીલમાં ચુંઠાવા લાગું તથા તેને શું થતું તે સુજ પડ્યું નહીં. તેની આંખે અંધારાં આવવા લાગાં, જે પછે તુરતજ તખતપરથી નીચે પડી હાથ પગ અફાડવા લાગો.

એટલું કેહતાં દીવસ ઉગેલો જોઈ સેહરાઝાડીએ બોલવું મોકુફ કીધું. દીનારઝાડીએ તેથી જબાન ખોલી જનાવ્યું, "ખરેજ, પ્યારી બેહન, મને કેટલી દલગીરી ઉપજેછે કે તને વાત પુરી કરવાનો અવકાસ મલ્યો નહીં! જો તને આજે કતલ કરસે તો મારા જીવની એ ઉમેદ એમની એમ રેહી જશે." સુલતાનાએ કહ્યું, "બેહન, એ સઘલું સુલતાંનને હાથછે; પણ મને આશાછે કે એ નામદાર મને કાલ તુલીક જીવતી રેહવા દેશે." તેનીને તે દીવસે મારી નાખવાને બદલે સેહરીઆર તો આવતી રાતની અધીરાઈથી વાત જોતો; કારણ તે યુનાની શાહની વાત સાંભલવાને તથા જીન અને માછી વચે પછે શું બન્યું તે જાનવાને ઘણોજ આતુર હતો.



રાત ૧૭મી.

જોકે દીનારઝાડી યુનાની રાજાની વાત આગલ સાંભલવાને ઘણી અધીરી બની હતી તો પણ તે હમેસ મુઆફક સકારાંમાં ઉઠી નહીં, તેથી તેને જ્યારે સુલતાનાને તેણીની ઊંગમાથી બીદાર કીધી તારે લગભગ દીવસ થવા આવ્યો હતો; અને તેથી તે બોલી, "બેહન, હું તારી પાસે માગી લેઊંછું કે યુનાની શાહની વાત આગલ ચલાવ; પણ મારી તે સાથે વલી એવી અરજ છે જે તે જલદી પુરી કરજે, કારણ હમના સવાર પડશે."

સેહરાઝાડીએ જ્યાંથી વાત છેલી મુકી દીધી હતી તાંહાંથી બોલવું સહરૂં કીધું. તેનીએ સુલતાનને કહ્યું, સાહેબ, જ્યારે દુબાન હકીમે, યાને ખરૂં બોલીએતો તેના ધડે, જોયું કે રાજાને ઝેરની અસર થઇછે, અને માતર તેને આએ દુનીઆંમાં થોડીજ ઘડી જીવવાની રહીછે, ત્યારે તેને કહ્યું, "ઓ નાપેકાર, હવેજ તને ખબર પડતી હશે કે જે હાકમો પોતાનામાં મુકેલી સતાનો ગેર ઉપયોગ કરેછ તેના કેવા હાલ થાયછે. મોડે અથવા વેહલે, કીરતાર તેમના ઘેર ઇનસાફ તથા ઘાતકીપણાને માટે તેમને સીજાએ પુગાડેછે."

પેલા હકીમનું ધડ આતલા સખુન બોચરી નહીં રહ્યું કે રાજાએ તેનો પ્રાણ તે કીરતારને સ્વાધીન કીધો; અને પેલા ધડમાં જે થોડો જીવ હતો તે પણ ખતમ થયો.

સેહરાઝાડીએ બોલવું સહર રાખી કહ્યું, "સાહેબ, યુનાની શાહ અને દુબાન હકીમનો અંત આવી રીતે આયો. હવે મને જીન તથા માછીની વાત આગલ ચલાવવી જોઇએ; પણ તેમ આજે માહરેથી બની શકનાર નથી, કારણ પોહોર ફાટોછે."

આએ સાંભલી સુલતાન જે હમેશ પોતાની બંદગીનો વખત ભુલતો ન હતો, તે જત ઉઠયો અને માછી તથા જીનની અધુરી વાત સાંભલવાની ખાએસ હોવાથી સુલતાનાને કહ્યું કે તે તેણીએ કાલ રાતે આગલ લંબાવવી.



રાત ૧૮ મી.

ગઈ રાતે દીનારઝાડી જે અસુરે ઉઠી હતી તેનો બંગ એ દીવસે તેનીએ વાલી આપ્યો. દાહડો રોશન થવાની ઘણી આગમજ ઉઠી, શેહરાઝાડીને જાગરૂત કરી તે બોલી, "બેહન, જો તને ઊંગ ગાલેબ ન આવતી હોયતો મેહરબાની કરીને માછી તથા જીનની વાતનો બાકી રહેલો હેવાલ હમને કહી સંભલાવ; સુલતાનને તથા મને એ સાંભલવાની ઘણી ખાએશછે, તે તુને સારી પેઠે માલમછે."

"સુલતાનની તથા તારી ખાહેશ હું જલદીથી પુરી પાડીશ," એવો સુલતાનાએ જવાબ દઈ સુલતાન તરફ મોહ કરી બોલવું સહરૂં કીધું.

સાહેબ, તેણી બોલી, જેવી પેલા માછીએ યુનાની રાજા અને દુબાન હકીમની વાત પુરી કીધી કે તેને તે પેલા જીનને લાગુ પાડી, જેને હજુ તેને પેલાં વાસનમાં કેદ રાખ્યો હતો. તેને કહ્યું, "જો રાજાએ તે હકીમને જીવવા દીધો હતે તો કીરતારે તેની જીંદગી પણ લંબાવી હોતે; પણ તેને તો તેનાં સઘલા કાલાવાલા રદ કીધા; અને અએ જીન, હવે તારો હાલ પણ તેવોજ થશે. જો મારી માગણી તેં કબુલ રાખી હતે તો હમનાં મને તારી દયા ઉપજતે, પણ જયારે તને કેદમાંથી છોરવવા જેવા મારા માહાભારત ઉપકાર તલે હોવા છતાં તેં મને તારી મારી નાખવાની નેમથી પાછું નહીં હતવાનો નીશ્ચયજ કહી જનાવ્યો, ત્યારે હવે જયારે તું મારા સપાતામાં આવ્યોછે તારે તેવાંજ કથાણ દીલથી મારે તારી સાથે વરતવું જોઇએ."

જીને ઉતર વાલ્યો, "નેક માછી, હું તને સોગંદ આપી એકવાર ફરી કહુંછું કે આવા ઘાતકીપણાંનો ગુનાહ તારે માથે ખેંચી લેવાથી હાથ ઉઠાવ. યાદ રાખ કે વેર લેવું એમાં કાંઈ સાબાસી મલતી નથી; જયારે બીજા હાથ ઉપર 'બુડાંને બદલે ભલું કરવુ' એ વધારે માન ભરેલુંછે. જેવી ઇમામે એક વખતે એટીકા સાથે ચાલ ચલાવી તેવી તું માહારી સાથે ના ચલાવ."

**માછી**—વારૂ ત્યારે ઇમામે એટીકા સાથે કેવી ચાલ ચલાવી તે કેહે.

**જીન**—ખચીત જયારે તારી તે સાંભલવાની મરજીછે તો આએ વાસન ઉગાડ. શું તું એમ ધારેછે કે આએ વાસનમાં બંધીખાને પડી મને વાત કરવા ગમશે? જો તું મને છુટો કરેતો તુંને જેતલી જોઇએ તેટલી વાત કહી સંભલાવસ.

**માછી**—નહીં, હું તને તારા બંધથી ખલાસ કરનાર નથી; એ વીશે વાત કરવીજ હવે ફોકટછે. હું તને દરયામાં ફેંકી દઉંછું.

**જીન**—પણ ઉભો રેહે, એક મારો બોલ સાંભલ; હું તને કાંઇબી દુખ નહીં દેવાનો વચન આપુંછું; વલી તેથી ઉલતો તને ઘણોજ તવંગર થવાનો એક રસ્તો દેખાડી આપીશ.

માછીને દલદરીમાથી છુટો થઈ તવંગર થ-વાની આશા ગાલેબ આવી. તે બોલ્યો, “જો તારા કેહવામાં મારેથી ભરૂસો મેલાતો હોયતો, હું તારૂં બોલવું કબુલ રાખું. **કીરતાર**ના મોહોટા નામથી સોગંદ ખાઇને તું મને કેહકે તું મને કશી ઇજા પુગાડશે નહીં, અને એ તારા વચન ઉપર ભરોશો રાખી હું વાસન ઉગાડીશ. મારી ખાતરી છેકે એવા સોગન લીધેલા વચનથી તું પાછો ફરશે નહીં.”

તે જીને માછીના કહ્યા પરમાણે સોગન લીધા અને તરતજ માછીએ વાસન ઉપરનું ધાંકનું કાહાડી નાખ્યું. ધાંકનું ઉગાડતાંજ તેમાથી ધુમાડો નીકલી ઊંચે જવા લાગ્યો; અને જીને પોતાનો અસલ અવતાર લીધા બાદ પેહલ વેહલાં જે વાસનમાં તેને કેદ રાખ્યો હતો તે દરયામાં લાત મારી ફેંકી દીધું. આએ જોઈ માછી ધુજવા



“ તારી જાળ એમાં ફેંક અને માછલી પકડ.” (સફે ૬૩)

લાગો. "જીન," તેને કહ્યું," તુંને વાસન ફેંકી દેવાની શું મતલબ? શું તેં હમના જે સોગંદ લીધા તે પાલનાર નથી? શું વરી મને ફરીથી જેમ દુબાન હકીમે શાહને કહ્યું હતું તેમ તુંને કેહવું જાઇએ કે, 'મને જીવતદાન બખશ અને તે કીરતાર તારી ઊમરદરાજ કરશે.'"

જીને માછીની આએ બીહીકને માટે હસી બોલ્યો, "માછી, તું બીહના; મેં માતર ગમતને માટે એ વાસન ફેંકી દીધું, કે જોઊં તું તે જોઇને ગભરાએછે કે નહીં; પણ મેં સોગંદ લીધા તે પાલસ કે નહીં તે તુંને જોવું હોયતો તારી જાલ લેઈ મારી સાથે ચાલ."

એમ કહી માછીની આગલ તેને ચાલવા માંડીઊં. જે જોઈ માછીએ પણ પોતાની જાલ એકથી કરી તેની પછવાડે રસ્તો ધરચો, પણ તેના પેતમા જીવ નહીં હતો. તેઓ શેહર છોડી એક પાહાડના શીખરપર જાઈ પોંહાંતા; જે પછી પાછા તેઓ એક મોહોટાં મેદાંન મધે ઉતર્યા, કે જયાંથી ચાર ડુંગર વચે આવેલા એક મોહોતા સરોવર આગલ તેઓ જાઈ પુગા. સરોવર આગલ જઈ પોંહાંચતાંજ જીને માછીને કહ્યું, "તારી જાલ એમાં ફેંક અને માછલી પકડ." માછીનીતો ખાતરી થઇ કે તેને તેમાંથી માછલી મલ્યા વગર રેહેશે નહીં, કારણ તેને પાંણીમાં તે પુષકલ દેખાતી હતી. પણ જયારે તેને જોયું કે એ સઘલી સફેદ, લાલ, બલું અને પીલી, એવા ચાર રંગની હતી, ત્યારે તેની અજાએબીનો પાર રહ્યો નહીં. તેને પોતાની જાલ અંદર ફેંકી અને દરેક રંગની એક એક માછલી પકડી. એવી આગલ કધી તેને જોઈ નહીં હતી તેથી તેને પુષકલ અજાએબી પેડા થઈ; અને તેની મોહોતી કીમત આવશે એવું ધારી તે ઘણો ખુશી થવા લાગો. "આએ માછલી લેઈ જઇ" તે જીને કહ્યું, "તારા સુલતાંન આગલ ધર, ને તે તુને તેં કધી લીધી નહીં હશે તે કરતાં એની મોહોટી કીમત આપશે. તું દર રોજ આવી આએ સરોવરમાંથી માછલી પકડજે, પણ ખુબ યાદ રાખજે કે એક કરતાં વધુવાર તારી જાલ એમાં ફેંકતો ના, નહીં તરફે તને પસતાવું પડશે. આએ મારી સીખામન બહું ગોખી રાખજે; ને જો તે પરમાણે બરોબર તું ચાલશે તો તારૂં ભલુંજ થશે." એતલું બોલી તેને પોતાનો પગ જમીન ઉપર થોકચો, તેવીજ જમીન ફાતી અને તે જીન અંદર ગેપ થઈ ગયો, જે પછે પાછી જમીન બંધ થઈ.

માછીએ જીનની સીખામન પરમાણે ચાલવાનો ઘેડાવ કર્યો હતો તેથી ફરી જાલ તેને સરોવરમાં ફેંકવી મોકુફ રાખી, અને જે મલ્યું હતું તે પર પુરતો સંતોષ રાખી તે દીવસના બનાવોનો વીચાર કરતો શેહર તરફ પાછો ફરચો અને તરતજ સુલતાનના મેહલમાં પોતાની માછલી આપવા ગીઓ.

સેહરાઝાડી અચકી બોલી, "નામવરશાહ, દીવસ રોશન થયોછે તેથી માહરે હવે મોકુફ કરવું જાઇએ."

દીનારઝાડી બોલી, "પ્યારી બેહેન, છેલા બનાવો જે તેં કહ્યા તે ઘણાજ અજાએબી પમાડનારા છે! મારેથી માની શકાતું નથી જે બાકી રહેલું તને કહેવાનુંછે તેમાં એથી વધારે અજાએબી હોય."

**સેહરાઝાડી**—બેહન, જો મારો ખાવીંદ સુલતાન મને કાલ રોજ સુધી જીવતદાન બખસેતો મારી ખાતરીછે કે માછીની વાતોનું બાકી રહેલું દાસ્તાન તને વધારે અજાએબીમાં ગરકાવ કરશે, એટલુંજ નહીં પણ પુષકલ તે સાથે ગમત આપસે.

સેહરીઆરને જાનવાની ખાહેશ હતી કે, સુલતાના કેહેછે તે ખરૂં પડેછે કે નહીં, તેથી તેને તેમીને જબેહ કરવું એક વધુ રોજ મુલતવી રાખ્યું.




સહવાર થવા આગમજ દીનારઝાડીએ સુલતાનાને ઉઠાડી કહ્યું, "પ્રીય બેહન, દાહાડો રોશન થવાને થોડોજ વખતછે; માટે માછીની વાર્તા આગલ ચલાવાની મેહેરબાંની કર. જ્યાં સુધી એનો છેડો શું આવેછે તે હું જાનીશ નહીં, ત્યાં લગન મહને ચેહન પડનાર નહીં." સેહરાઝાડીએ સેહરીઆરની રજા લેઈ નીચે મુજબ પોતાની કઠા આગલ કેહવા માડી:—હવે જયારે પેલી ચાર માછલી તે માછી સુલતાન પાસે લેઈ ગયો ત્યારે સુલતાનને કેટલી અજાએબી લાગી હશે તેનો વીચાર કરવો હું તમો નામવરની મુનસફીપર સોકુંચ. તેને તેઓને એક એક પછી હાથમાં લેઈ ઘણાંજ ધ્યાંન સાથે તપાસી જોઈ, અને ઘણોક વખત સુધી તેમની તારીફ કરવા બાદ પોતાના પેહેલા વજીરને બોલાવી હોકમ કર્યો કે. "આએ માછલી લે, અને યુનાનના શાહે જે મારે વાસ્તે રાંધનારી મોકલીછે તેણીને સ્વાધીન કર, મારી ખાતરીછે કે જેવી એ ખુબશુરતછે તેવીજ સ્વાદીશત પણ હશે."

વજીર જાતે તે માછલી રાંધનારી પાસે લેઇ ગયો અને પોતે તેનીના હાથમાં આપી. તેને કહ્યું, "લે, આએ ચાર માછલી હમનાજ સુલતાનને વાસ્તે આવીછે, ને શાહે તારે હાથે તે પકાવાનો હોકમ કીધોછે." એટલું કહી, તે પોતાના સુલતાન પાસે પાછો ગયો. અને તેના હોકમથી રાજના ૪૦૦ સુનાના સીકા તે માછીને ગણી આપ્યા.

તે માછી, કે જેને આતલા બધા પઈશા પોતાના જનમમાં જોયાતા નહીં હતા તે આએ જોઈ બાહવરો પડી ગયો. તે વીચારવા લાગો કે તે સ્વપનો જોતો હશે, પણ તેને માલમ પડયું કે તેના હાથમાં ખરેજ બધું શોનું હતું, જે જોઈ પોતાના કુટુંબની હાજત પુરી પાડવાનો તેને સંતોષ પેદા થયો.


"દોલત મેલવવાને રસ્તે પડયો." (સફે ૬૪)

સેહરાઝાડી વચે બોલી, પણ સાહેબ, હવે તમો માછીની વાત બંધ કરી, સુલતાનની રાંધનારીનું શું થયું તે સાંભલો, કારણ તે ઘણી ઘભરાતમાં આવી પડી હતી.

માછલી સાફ કરી તેણીએ તેમને ચુલા ઉપર એક પેણાંમાં તેલ નામી તરવા મુકી; અને એક બાજુ થઈ એટલે તેનીએ તેઓને બીજી બાજુપર ફેરવી.

હજુતો ફેરવી રહી નથી, એટલામાં તેનીની અજાએબીનો અંત રહ્યો નહીં! તે રાંધણીની દેવાલ ફાતી તેમાંથી એક અજાએબ જેવી ખુ-

બશુરત ઓરત અંદર આવી. તેનીએ, ફુલભાતી—સાતીનના કપડા પેહરચાં હતાં કે જે મીસરની ઓરતના પેહરવાસની ધપનાં હતાં; તેનીના કાંનમાં એરીંગ લતકતાં હતાં, તેનીનાં ગરાંમાં મોહોતાં મોટીનો હાર હતો, અને હીરા જડેલી બાંગરી તેનીના હાથને સોભા પમાડતી હતી, અને વલી તે સાથે હીંદી નેતરની એક લાકડી તેણીએ પોતાનાં દસ્તમાં ધરેલી હતી. તે પેલી ચાકરડી, જે અજાએબીથી બે ફામ થઈ ઉભી હતી, તેની વધુ અજાએબી વચે, પેલા પેણાં આગલ ગઈ અને એક માછલીને નેતર લગાડી બોલી, "માછલી, માછલી, શું તમો તમારી ફરજ બજાઓછો?" માછલીઓએ જવાબ નહીં દીધો તેથી તેનીએ ઉપલો સવાલ ફરી પુછીયો, તેવુંજ પેલી ચારે માછલીઓએ પોતાના માથાં ઊંચકી કહ્યું, "હા, હા; જો તમે ગણો તો હમે ગણીએ; જો તમો તમારૂં કરજ અદા કરો તો હમો હમારૂં કરશું; જો તમો નાસો તો હમો જીતી શુકરાના કર્યે." જેવી તે માછલીઓ બોલી રહી કે પેલી ઓરતે પેણો ઊંધો વારયો, અને ફાતેલી દેવાલમાંથી નીકલી ગઈ, જે પછે દેવાલ તરતજ બંધ થઈ ગઈ અને આગલ હતી તેવી દીસવા લાગી.

પેલી રાંધનારી આએ બનાવથી ઘણી ધ્રુજવા લાગી. જયારે તેની જરા સુધીમાં આવી ત્યારે ચુલામાંથી માછલી કાહાડવા તેને માંડી, પણ જોયું તો કાલા કોલસા કરતાંબી તે નફેતર બની રહી હતી, તથા સુલતાન આગલ લેઈ જવાએ એવી હાલતમાં પણ હતી નહીં. એથી તેનીની ધાસ્તીનો અંત રહ્યો નહીં, અને તે જાર જાર રડવા પડી. તે બોલતી, "અફસોસ! મારૂં શું થશે. જો હું સુલતાનને જે બનયું તે કહીશતો તે મારૂં માનનાર નથી, પણ મારી કમબખતી કરશે."

તે આવી રીતે માકું કુતતી હતી, તેવામાં મોહટા વજીરે આવી પુછયું, કે માછલી તૈયાર થઈ હતી. તેણીએ જે બનયું હતું તે સઘલું તેને કહ્યું, જે સાંભલી વજીર બહુજ અજાએબ થવા લાગો. વજીરે સુલતાનને બધું ખરૂં કેહવાને બદલે કાંઇક તાલમેલ કરી સમજાવીઓ. જે પછે તેને પેલા માછીને તેડી મંગાવ્યો, અને તેને તેવીજ બીજી ચાર માછલી લાવવાનો હોકમ કર્યો, કારણ કાંઇક બનાવને લીધે પેહલી માછલી સુલતાન આગલ મેહલી શકાઈ નહીં. જીને જે તે માછીને કહ્યું હતું તે વજીરને કેહવાને બદલે, તેને બાહનું કાહાડી કહ્યું કે તે દીવસે તેનેથી માછલી લાવી શકાશે નહીં, કારણ જયાં તે મલતી હતી તે જગ્યા ઘણી દુર હતી; પણ બીજે દીવસે જરૂર લાવી આપવાની તેને કબુલાત આપી.

એ પછી માછી રાતનો નીકલ્યો, અને પેલા સરોવર આગલ જઈ બીજે દીવસે સહવારમાં સકારેથી પોતાની જાલ તેમાં ફેંકી, બીજી ચાર માછલી લાવી વજીરને સ્વાધીન કીધી. વજીર પોતેજ તે રાંધણીમાં લેઈ ગયો, અને ચાકરડી શું કરેછે તે જોતો તેની આગલજ ઉભો. તે ચાકરડીએ માછલી સાફ કરીને આગલ મુઆફકજ તરવા મુકી; જયારે એક બાજુ તૈયાર થઈ ત્યારે તેનીએ તેઓને બીજી બાજુ પર ફેરવી, તેવીજ રાંધણીની દેવાલ ફાતી, અને પેલીજ ઓરત, તેજ પેહરવાસમાં, પેલીજ હાથમાં લાકડી લેઈ અંદર દાખલ થઈ; એક માછલીને તેને લાકડી લગાડી, આગલની કાનીજ તેમને કહ્યું, અને પેલી ચાહારે માછલીએ તેનીને તેઓજ ઉતર વાલ્યો:—

"પણ, નેકીના ખાવીંદ," શેહેરાઝાડી બોલી "મારે ખતમ કરવું જોઇએ કારણ સુર્ય પોતાના દમામ સાથ બાહેર પડયોછે. જેમે તમોને કહ્યુંછે તે ખરેજ અજાએબ જેવુંછે, તોપણ જો હું કાલ લગીન જીવતી રહીશ તો હજી બાકી રહેલી

બાબદ કહી સંભલાવીશ, જે એ કરતાં વધારે નવાઈ ધરાવેછે." સેહેરીયારે ધારીઊં જે હવે પછેના બનાવો નહીં વીચારાએ તેવા હશે તેથી બીજી રાતે તે સાંભલવાનો વીચાર રાખ્યો.



## રાત ૨૦ મી.

બીજી બામદાદે સુલતાન, દીનારઝાદી ઉઠે તેની આગમજ બોલ્યો, "પ્યારી બાનું મારી એવી મરજીછેકે માછીની વાત તમો પુરી કરો. એનો છેડો કેમ આવેચ તે જાનવાને હું ઘણો આરજુમંદછું." એ ઉપરથી સુલતાનાએ નીચે મોઆફીક બોલવું સહરૂ કીધું:—

નામવર શાહ, પેલી ચાર માછલીઓએ જવાબ વાલવા પછે તે જુવાન ઓરતે પોતાની લાકડીવતે પેણો ઊંધો વાલ્યો અને જે રસ્તે પોતે દાખલ થઈ હતી તેજ રસ્તે પાછી ગેબ થઈ ગઈ. મોહોટો વજીર આએ બનાવ જોઈ બોલી ઉઠ્યો, "આએ બાબદ સુલતાનથી છુપાવા કરતાં જાહેર કરવાથી ખરેજ તેને બહુ અજાએબી પમાડશે. હું તેને જરૂર એથી વાકેફ કરૂં."

એ તેનો વીચાર વજીર તુરતજ અમલમાં લાવ્યો. અને જે બન્યું હતું તેનો તુલોતવીલ હેવાલ સુલતાનને કહી સંભલાવ્યો.

સુલતાનને બહુ અજાએબી પેદા થવાથી આએ તલેસમ પોતે જાતે જોવાને તે અધીરો થયો. તેને તુરતજ પેલા માછીને બોલાવી મંગાવી કહ્યું, "દોસ્ત, તું મને પેલાંમાની બીજી ચાર માછલી લાવી આપી શકશે." "જો તમો નામવર મને તરણ રોજની મોહતલ આપોતો તમારો હોકમ બજાવાને તૈયારછું." તેને માગેલી મોહેતલ સુલતાને કબુલ રાખવાથી, તે તુરતજ પેલા સરોવર આગલ ગયો. પેહેલીજ જાલ નાખતાં તેને ચાર તેમાંની માછલી પકડી, જે વગર ખોટી રેહવે સુલતાન પાસે લેઈ ગયો; તેની આએ જલ્દીને માટે સુલતાન એવડો ખુશી થયો, કારણ તેને તે એટલી જલદી માછલી લાવી આપશે એવી આશા નહીં હતી. માછીને તેની મેહનતને માટે ૪૦૦ સુનાના સીકા મલ્યા. જેવી માછલી સુલતાને વેચાતી લીધી તેવીજ વજીરને તે તેના ખાનગી ઓરડામાં લેઈ જવા, તથા તેમને તલવાને માટે જેબી અસબાબ જોઇએ તે તૈયાર કરવાને હોકમ કર્યો.

જે પછે પોતે વજીર સાઠે અંદર દાખલ થઈ ઓરડો બંધ કીધો; અને વજીરે તે માછલી સાફ કરી, પેણામાં તરવાને મુકી. જેવી એક બાજુ તૈયાર થઈ કે તેને તેઓને બીજી બાજુ ઉપર ફેરવી. તરતજ ઓરડાની દવાલ ફાટી; પણ પેલી જુવાન ઓરતને બદલે દેહસત પેદા કરે તેવો જબરો એક હબશી ગોલામના પોશાકમાં દાખલ થયો, જેને પોતાના હાથમાં એક લીલા રંગની લાકડી પકડેલી હતી. તે પેલા પેણા આગલ જઈ, પેલી માછલીમાની એકને પોતાની લાકડી લગાડી, જોરથી પોકાર મારી બોલ્યો, "માછલી, શું તમો તમારી ફરજ બજાઓછો?" એ સાંભલી પેલી માછલીઓએ પોતાના દાકાં ઉંચાં કરી જવાબ દીધો, "હા, હા, હમે બજા-

વીએછે; જો તમો ગણોતો હમે ગણીએ; જો તમો તમારૂં કરજ અદા કરોતો હમે હમારૂં કરશું; જો તમો નાસોતો અમે જીતી, શુકરાના કર્યે."

જેવી પેલી માછલી આએ બોલો બોલી રહી કે તે હબશીએ પેલો પેણો ઓરડાની વચમો ફેકી દીધો અને તેમાની માછલી કોલશો બની ગઈ. એ કામ પુરૂં કરવા પછી તે હબસી ગુસ્સા સાથે પાછો ફરયો, દેવાલ બંધ થઈ ગઈ, અને આગલ હતી તેવીજ દીસવા લાગી.

સુલતાને વજીરને કહ્યું, "જે મે આજે જોયુંછે તેપરથી મહને મુંગું બેસવાને ચેહન પડશે નહીં. આએ માછલીઓ બેશક કાંઈ ઉંડો ભેદ ધરાવેછે." એમ કહી તેને તે માછીને તેડવા મોકલ્યો અને જયારે તે આવ્યો ત્યારે તેને સુલતાને કહ્યું, "માછી જે માહી તું મારે વાસ્તે લેઈ આવ્યો તેઓએ મારો જીવ બહુ ઉદાસ કર્યોછે; તે તેં કયાંથી પકડી?" "શાહેબ," તે માછીએ જવાબ દીધો, "આપણી સામને જે પાહાડ દેખાયછે તેની પેલી બાજુંએ ચાર તેકડી વચે આવેલા એક સરોવરમાંથી મે તે પકડી." સુલતાને વજીરને પુછયું "તે સરોવર તુંને માલમછે." વજીર બોલ્યો, "નહીં શાહબ, મેતો તેણે વીશે કાંઈ સાંભલ્યું પણ નથી; જોકે તે પાહાડની પેલી બાજુએ હું શેકાર રમવા જતો હતો તેને ભાયગે ૬૦ વર્ષ થયાં હોય." સુલતાને માછીને પુછયું કે મેહલથી સરોવર કેટલો દુર હતો. માછી બોલ્યો, "સાહેબ, માતર તરાણ કલાકની મંજલપરછે." આએ શબ્દ સાંભલતાં સુલતાને પોતાના સઘલા દરબારીઓનેઘોડે સવાર થઈ ત્યાં રસ્તો કાપવા ફરમાવ્યું, અને માછીને રસ્તો દેખાડવાનો હોકમ કીધો. તેઓ સઘલા પાહાડ ઉપર ગયા અને તેની બીજી બાજુએ પાહાડની નીચે તેઓએ એક આહોતું મેદાન દીઠું કે જે વીશે કોઇને હજુ સુધી ખબર પણ ન હતી.



માછલી વેચવાનોછે.

છેલે તેઓ પેલા સરોવર આગલ આયા, કે જે સરોવર ખરેખર માછીના કહ્યાં પરમાંણે ચાર તેકડી વચે હતો. તે સરોવરનું પાણી એટલું તો નીતરૂં હતું કે તેમાંથી જોતાં માછી, જે

ચાર રંગની માછલીઓ મેહલમાં લાવતો હતો. તે તરતી દેખાવા લાગી.

સુલતાને તે સરોવરને કીનારે ઉભો રહી ઘણો વખત સુધી અજાએબી સાથે તેમાની માછલીઓ તરફ જોયા કીધું, પછે પોતાના દરબારીઓ તરફ ફરી તેમને પુછયું કે, આએ સરોવર જે શેહરની આતલો નજદીકછે તે તમારા માના કોઇનિ દીઠામાં નહીં આયો એ કેમ બને. તે બધાઓએ જવાબ દીધો કે, તેઓએ તે વીશે કબી સાંભલ્યું પણ નહીં હતું.

સુલતાને તેપરથી કહ્યું, "જયારે તમો સર્વેનો એવોજ વીચારછે કે તઓએ એ વીશે કઈ સાભલ્યું પણ નથી, તથા એ નવઈથી મને પણ તમો કતા થોડી અજાએબી ઉતપન થતી નથી, ત્યારે મે ઠેડાવ કીધોછે કે આએ સરોવર અતરે કેમ બનયો તથા એમાંની સઘલી માછલી ચાર રંગની કાંયછે તે હું જયાં લગન જાનીસ નહીં ત્યાં સુધી મારે મેહલમાં પાછો પગ નહીં મુકવો." એતલું કહી તેને, પોતાની દરબારને ત્યાંજ છાવની નાખી પડવાનો હોકમ કીધો; જે ઉપરથી તરતજ સુલતાન, અને તેના રસાલાને માટે તંબુઓ તે સરોવરને કીનારે થોકવામાં આવ્યા.

રાત પડતાંજ સુલતાન પોતાના તંબુમાં ગયો, અને પોતાના ઓહોતા વજીરને એખલો તેડીને કહ્યું, "વજીર, આએ બાબદથી મારા મનમાં બહુ બેચેની પેદા થઇછે; આએ સરોવરનું અહી આવવું, પેલા હબસી, જેને આપને મારા ખાનગી ઓરડામાં જોયો તેનું હાજર થવું, તથા પેલી માછલી, જેને આપને બોલતાં સાભલી, તે સઘલાંથી મારી અજાએબી એટલીતો ઉસકેરાઇછે, કે તે સઘલું શુંછે તે જયાં લગીન હું જાનું નહીં ત્યાં સુધી મારાં જીગરને ધીરજ આવનાર નથી. આએ કારણ સારૂ મે તંબુ છોડી એખલો એની સોધમાં જવાનો ઠેડાવ કીધોછે, અને એ મારી ઘેર હાજરી સગલાંથી છુપી રાખવાનો મારો ઇરાડોછે. મારાજ તંબુમાં તું રેહ અને જયારે સહવારના મારા અમીર ઉમરાવો મારી મુલાખાતે આવે ત્યારે તેમને હું સારી પેઠે નથી એવું બાનું કાહાડી પાછા રવાના કરજે; એજ મીસાલે તેઓને જયાં સુધી હું નહીં આઉં ત્યાં લગન જવાબદેજે."

સુલતાનને તેનો આએ ઠેડાવ ફેરવવાને વજીરે ઘાણી એક મીનત ગુજારી. તેને સાહને દેખાડી આપ્યું કે એમ કીધાથી તે પોતે ઘણીક ધાસ્તીમાં આવી પડશે, અને તે છતાં કદાચ છેલે તેની સઘલી મેહનત ફોકત જશે. તે બધાં કેહવાથી સુલતાનપર અસર થઈ નહીં, તેને તો ઠેડાવજ કીધો કે બસ જવું તે જવુંજ. પાંઉ પીઆડો જવાને લાયકનો તેને પોશાક પેહેડી લીધો, અને સાથે પોતાનું ખંજર રાખ્યું; જેવું બધું સાંત થયું કે પોતે નીકલી પડયો અને થોડીક મેહનત પછે એક ટેકડી ઉપર જઈ પોહોંતો. ત્યાથી ઉતરવું તેને બહુજ સેહલું પડયું, અને સપાત જમીનપર આવવા પછે જયાં સુધી સુરજ ઉગ્યો ત્યાં સુધી સીધોને સીધોજ ચાલયા કીધો. સુરજની રોશનીથી તેને સાંએ એક મોતી ઇમારત દુરથી દેખાવા લાગી. એથી તે ખુશી થવા લાગો કે ત્યાં જવાથી બધી રીતે પોતે વાકેફગાર થશે. જયારે સુલતાન પેલી ઇમારતની નજદીક જઈ પુગો ત્યારે તેને જોયુંતો તે એક ઘણો ભપકાદાર સંગેમરમરના પથરથી બાંધેલો મેહલ હતો. તથા તેને મજબુત કીલા જેવો બનાવાને આરસી માફક ચલકતાં કીધેલાં તીખાં લોહોડાનું પડ કરી લીધું હતું. આએ પોતાની મેહનતના બદલામાં આવી એક સુંદર ઇમારત નજર પડવાથી તે ઘણો ખુશી થયો અને કીલાની સાંમે ઉભો રહી ઘણાજ ધ્યાનથી તે તપાસ્યો.

પોતાની આએ હોંશ પુરી પાડવા પછે તે દ-

રવાજા આગલ ગાયો. કે જેને બે બારણા હતાં અને તેમાનું એક ખોલું હતું. જોકે પોતે સેહેલથી અંદર દાખલ થઈ શકયો હને તોબી બારનું થોકવું તેને વધારે દરૂસ્ત વીચાર્યું. પેહેલે જરા આસ્તેથી બારનું થોકી પોતે થોડો વાર થોભ્યો. જયારે કોઈ નહીં આવ્યું ત્યારે તેને વીચાર્યું કે કોઇએ સાંભલ્યું નહીં હશે તેથી વધારે જોરથી થોક્યું, અને તે પછે વધારેને વધારે જોરથી થોકવા લાગો, પણ કોઇ તેની નજદીક આવ્યું નહીં. આએ માંમલો જોઈ તે ઘણો અજાએબ થવા લાગો કારણ આવી સારી હાલતમાં રેહેલો એક મેહેલ વગર વસેલો હોય એમ તેને લાગું નહીં. પોતે મનસે બોલવા લાગો. "જો કોઈ અંદર નથી તો મહને કસી બીહવાની ગરજ નથી; અને અગર જો અંદર કોઈ હશે, તો મારો બચાવ કરવા હું હશીઆર બંધછુ."

છેલે પોતે અંદર દાખલ થયો, અને સીદી આગલ જઈને હાંક મારી બોલવા લાગો, "શું અંહીં કોઈ નથી કે એક બેગાના ભુખથી આજુરદ થએલા રસ્તે જતાં સખસને કાંઈ ખાવાનું આપી આસરો આપે!" એજ શબ્દોમાં તેને બે ત્રાણ વખત હાંક મારી જોયો અને જો કે તે ઘણો મોહોતેથી બોલતો તોપણ તેને કોઇએ ઉતર વાલયો નહી. તેની અજાએબીનો કાંઈ પાર રહ્યો નહીં. આગલ વધી તે એક સોહોતાં દીવાનખાનામાં દાખલ થયો, અને બધી તરફ ફરીને જોયુ પણ તેને કોઈ આદમી નજરે પડયું નહીં.

શેહરાઝાડી વચે બોલી ઉઠી "પણ નેકીના ખાવીંદ દીવસ ઉગ્યોછે, તેથી મારેથી આગલ બોલી શકાતું નથી."

દીનારઝાડી બોલી ઉઠી, "અરે! બેહન. જયારે વાત રસપર આવી તાજ તું તેને પડતી નાખેચકે." "તારી વાતતો ખરીછે," શેહારઝાડીએ જવાબ દીધો, "પણ તુંને ખબરછે કે મને તે મુકી દીજ જોઇએ. જો મારા શેહનશાઈ ખાવીંદની ખુશી હશે તો બાકી રેહેલી કાલે રાતે કહી સંભલાવીશ." શેહરીયાર એમ કરવાને કબુલ થયો, પણ તે કાંઈ દીનારઝાડીને ખુશી કરવા નહીં, પણ પેલા સુલતાનને તે કીલામાં શું નજર આવું તે જાનવાની પોતાની આતુરતાને લીધે.




આગલી રાતે દીનારઝાડી ઘણો વખત ઊંગાઈ રહી હતી. તેનો બદલો વાલવાને આએ રાતે તેણીએ જરા પણ પોતાની આંખ બંધ થવા દીધી નહીં, અને જયારે તેનીએ જોયું કે હમેસનો વખત થવા આવ્યો ત્યારે પોતાની બેહેન શુલતાંનાને ઉથાડી બોલી, "બેહન કાલે પેલા કીલાની વાત જાંથી અધુરી મુકી ત્યાંથી આગલ વધારીને મેહરબાની કરી મને જનાવ કે પછે ત્યાં શું બન્યું."

સેહરાઝાડીએ એ ઉપરથી વાત સરૂ કીધી અને સેહેરીઆર તરફ ફરી બોલી, નેકબખત અને મેહરબાંન શાહ, જયારે સુલતાંને પેલા કીલામાં કોઇનેજ દીથા નહીં ત્યારે તે મોહોતાં દીવાંનખાનામાં દાખલ થયો અને જોયું તો



એક હબશી દાખલ થયો. (સફે ૬૬)

દેવાલો ઉપર રેસમી પરદા નાખેલા હતા તથા જ્યાંની બેથકો અને કોચ્યો મકાના ઉનચામાં ઉનચા કપડાંથી સીંગારેલાં હતાં, અને સઘલાં આરકાંને સુના તથા રૂપાંથી ભરેલાં કીમતી હીનડનાં કપડાના પરડા કરેલા હતા. ત્યાથી આગલ વધતાં તે એક ઘણીજ ઉમડા રીતે સંગારેલા દીવાંનખાનાંમાં દાખલ થયો, જેની વચ્ચે એક કરંજો હતો અને જેના ચારે ખુને બટ્ટ સુનાના બનાવેલા ચાર સીંહ હતા કે જેમના મુખમાંથી મોટી અને હીરાના જરાના જેવું પાણી બાહાર નીકલતું હતું.

તે કીલાની ત્રાણ બાજુએ, ઘણીજ રલીઆમનો બાગ બનાવેલો હતો, અને એ જગ્યાની રોનક અને દમામ પુરો કરવાને જાત જાતના મીથા સોરાદથી ગાનું ગાનારાં પક્ષી લાવી ત્યાં એકથાં કીધાં હતાં, અને તેઓ નાહાસી નહીં જાય માટે ઝાડોપર જાલ નાખી હતી તથા તેના છેડા મેહુલની દેવાલ સાથે જડી લીધા હતા. સુલતાન આએ ઓરડેથી પેલે ઓરડે એમ બધે ફરવા લાગો અને જાાં જતો ત્યાં સઘલું જોઈ તે અજાએબ થયાં વના રેહતો નહીં. ફરતાં ફરતાં થાકી જવાથી એક ખોલી બારી આગલ જઇ તે બેથો, કે જે બારીમાંથી બાગ દેખાતો હતો. અહીં બેથો બેથો જે તેને સઘલું જોયું હતું તેનો વીચાર કરવા લાગો. એવામાં એકાએક કોઈ દુ:ખથી ફરયાદ કરતું હોય તેવો તેને અવાજ સાંભલ્યો. તેને તે ધ્યાનથી સાંભલ્યું તો તેને ખોલલે ખોલું સંભલાયું; ''ઓનસીબ! જો હવે તું મને સુખ ફરી ચાખવા દેનાર નથી અને મને જ્યારે તેં દુનયામાં સઉથી કંગાલ કરતાં બતેતર કીધોચ તો મારૂં હવે મોહોત આપીએ તુંકો ઇલાજ કરી મારાં દુ:ખમાંથી છોડવ. અફસોસ! કેવું અજાએબ જેવુંછે કે આતલું નીરડચપણુ મારાપર વાપડયાં છતાં હું હજુ જીવતોછું?"

સુલતાન તરતજ પોતાના પાંઉપર ખરો થયો, અને જે મેરથી અવાજ આવતો હતો તે તરફ ચાલ્યો. એક મોહોતાં દેવાનખાનાનાં દરવાજા આગલ તે જઇ પુગો, અને તે ઉગાડી જોયું તો જમીનથી જરા ઉનચાં કરેલા એક તખતપર એક ઘણોજ ખુબસુરત જવાન ઘણુજ ઉનચા પોસાકમાં બેથેલો હતો. તેના મોહે ઉપરથીજ દુખનો છાપ દીસી આવતો. સુલતાંને તેની પાસે જઈ કુનસ બજાવી. તે જુવાને માતર માથું હલાવી પાછી સલાંમ વાલી. તેનેથી ઉઠી પણ સકાતું હતું નહીં. તેને સુલતાનને કહ્યું, "નામવર સાહેબ, મારી ફરજછે કે તમોને આવકાર દેવાને ઉથવું જોઇએ, તથા તમોને પુરતું માન મારેથી બની આવે તેમ આપવું; પણ તે મારેથી મારી કમબખ્તીને લીધે બની શકતું નથી, તેથી આશા રાખુંચકે એમાં તમો કાંઈ અપમાન સમજશો નહીં."

**સુલતાન**—શાહેબ, તમો જે મારે માટે ઉમદા વીચાર ધરાવોછો તેથી હું તમારો ઘણો ઉપકારીછું. તમારાં નહી ઉથવાના કારનને લીધે જે તમો માફી ચાહોછો તે હું દીલોજાનથી કબુલ રાખુંછું, પછે તે ગમે તેબી કારનથી હોય. તમારી ફરીયાદ સાભલવાથી, અને તમોને માહેતમમાં જોઈ મારૂં દીલ જખમી થવાથી, હું મારી મદદ તમોને આપવાને અતરે આયોછું. ખોદા કરેને મારેથી એવું બને કે તમારા દુ:ખનું નીવારન હું કરી શકું; જે પાર ઉતારવાને મારેથી બનતી મેહનત લેવાને હું ચુકીશ નહીં. જો તમો મને તમારાં કમભાયગની તવારીખથી વાકેફ કરસો તો મારા ઉપર મોટો ઉપકાર થયલો સમજીસ. પણ પેહલાં મેહરબાની કરી મને જનાવો કે આએ મેહલની પાસે આવેલા પેલી ચાર રંગની માછલીના સરોવરમો શું ભેદછે? આએ કીલાનો ધની કોણછે? તમો અતરે આએ હાલતે કેમછો? અને તમો એખલાજ હોવાનું કારણ શું?"

આએ સવાલોનો જવાબ આપવાને બદલે તે જુવાન જારજાર રડવા પડયો. તે બોલ્યો, "ખરેજ, નસીબ કેવું બેમરવતછે! જેને તેને મોહોતા કરયા હતા તેનેજ તોડી પાડવામાં તે મજા લેછે. એવો તે કોણછે કે જે તેનું આપેલુ સુખ વગર અદચને ભોગવી શકેછે, અને જેનો દીવસ હમેસ રોસન અને વગર અડચને જાયછે."

સુલતાનને દયા ઉપજવાથી તેને તેની દલગીરીનું કારન એકદમ કહી સંભલાવાને કહ્યું.

તે જુવાને જવાબ દીધો, "અફસોસ! નામવર સાહેબ, હું રડી તથા માહેતમ કરી આસુંની નડી ચલાઉ તેમાં શું સખ?" એતલું કહી પોતાનો જભો ઊંચો કરી તેને સુલતાનને દેખાડી ઉકે તે માતર માંથાંથી તે કમર સુધીજ માનસના અવતારમાં હતો અને બાકીનો અરધો ભાગ કાલા સંગેમરમરના પથરનો હતો.

આએ છેલા બોલ બોલતાંજ સેહરાઝાડી અચકી પડી, અને સુલતાનને કહ્યુંકે દીવસ રોશન થયોછે.

સેહરીઆર એતલોતો એ વાતથી ખુશી થયો હતો, તથા સેહરાઝાડી સાથે એતલો તો પ્યારમાં પડયો હતો કે તેને તેનીને એક મહીનો વધુ જીવવા દેવાનો થેડાવ પોતાના મનમાં કરી, તેનીને કાંઈ કેહવા વગર હમેશ મુઆફક ઉઠી ચાલતો થયો.






વાત પુરી કરવાને દીનારઝાડી એટલીતો ખંતી હતી કે તેનીએ બીજે દીવસે તેનીની બેહનને હંમેસ કરતાં જલદી ઉઠાડી કહ્યું, "બેહન, પેલી રસોલી વાત કરવાની નવાજેસ કર." સુલતાનાએ જવાબ દીધો, "હા, તારી મરજી હુ પાર પાડું છ."

તેનીએ બોલવું સહરૂં રાખી કહ્યું, તમુને તરતજ સમજ પડી હશે કે તે સુલતાન પેલા જુવાનની આએ હાલત જોઈ ઘણોજ અજાએબ થયો. તેને પેલાને કહ્યું, "જે તમે મને દેખાડીયું તેપરથી એક ગમથી મને કમકમાત ઉપજે છે તેમજ બીજા હાથ ઉપર મારી અજાએબી તેનું કારણ જાનવા વગર થોભી શકતી નથી. તમારી તવારીખ સાંભલવાને હું તદન અધીરો બની ગયોછું કે જે માનસના વીચારમાં નહી આવી શકે એવી અજાએબી ધરાવતી જોઇએ; અને વલી મને એવું દીસેછે કે પેલો સરોવર તથા તેમાંની માછલીઓ પણ તે સાથે સંબંધ ધરાવતી હશે. તેતલા વાસ્તે હું તમારી પાસે માગી લેઉછું કે તે મને કહી સંભલાવો. તે વાત કેહવાથી તમોને પણ જરા દેલાસો મલસે, કારણ આતલુંતો ચોકસછે કે જેઓ પર હાંડેસો આવી પડેછે તેઓ તે બીજાને કહ્યાંથી આસુદગી પામેછે."

"હું તમારી માંગની કબુલ રાખુછું." પેલાએ જવાબ દીધો, "જોકે એમ કરવાથી મારૂં દુખ પાછું તાજું થયાં વીના રેહશે નહીં. ખરેજ માનસથી વીચારી નહીં સકાએ તેવી હકીકત સાંભલવાને તમારા, કાન, તમારૂં મન, અને તે સાથે તમારી આખ તૈયાર કરો."



# કાલા તાપુના જુવાન રાજાની તવારીખ.

મારા મેહરબાન સાહેબ, મને તમોને જનાવવું જોઇએ કે, પેલાએ કેહવુ સહરૂં રાખી જનાવ્યું, મારો મહમુદ નામનો પીતા આએ દેશ ઉપર રાજ કરતો હતો. એને કાલા તાપુની રાજધાનીના નામથી ઓલખ્યામાં આવતું હતું, કે જે નામ પેલા ચાર પાસેના ડુંગરોપરથી આપીઆમાં આવ્યું હતું, કારણ એ ડુંગરો આગલ કાંઈજ નહી પણ તાપુ હતા. જે શેહરની અંદર માહારો બાપ રેહતો હતો, તે તમોએ પેલો સરોવર જોયો ત્યાં હતું. એ સગલું કેમ બન્યું તે મારી વાત તમો આગલ સાંભલસો તેપરથી તમોને માલમ પડશે.

માહારો બાપ સીતેર વરસની ઉમરે બેહસ્ત નસીન થયો. મે તેની ગાડીએ આવતાંજ મારા

કાકાની બેટી સાથે નેકા કર્યં. તેની મારી પર ખરો પ્યાર રાખેછે એવી મારી નેનીના પ' પુર ખાતરી હતી; અને મારે વાસ્તે પુછોતો હું તેણીને એટલીતો ચાહાતો હતો કે હમારા જેવું સુખી જોડું બીજું કોઈનું નહીં હશે, એટલી મગરૂરી હું ધરાવતો હતો. આવીજ હાલતે પાંચ વર્ષ ગુજરી ગયાં, જે વખત પછે મને એવું લાગતું કે મારી રાની મને આગલ જેટલી પ્યારી નહીં હતી.



"ખાનું ખાધા પછે, ઊંગે ગલબો કરવાથી હું એક કોચ ઉપર અરોયો" (સફે ૭૩)

એક દીવસે બપોરે ખાનું ખાધા પછે મારી ઓરત નાહાવા ગઈ ત્યારે મારી ઉપર ઊંગે ગલબો કરવાથી હું એક કોચ ઉપર જરા અરેતાયો. મારી બઇરીની બે ખીદમતગાર ચાકરડીયો, જેઓ તે વખતે ઓરડામાં હાજર હતી, તેઓમાંની એક મારા માઠાં આગલ તથા બીજી મારા પગ આગલ બેસી પંખો નાંખવા લાગી કે ગરમી કમ થાય તથા માંખ મને ઇજા દે નહીં. તેઓએ વીચારીઉં કે હું ઊંગાયલો હતો તેથી આસતે આસતે વાત કરવા લાગી; પણ માતર મારી આંખ વીચી હું પડેલો હતો તેથી તેઓની સઘલી વાત મેં સાંભલીઆ કીધી.

તેઓમાની એક બોલી, "હાવા દીલહરન કરનાર સાહાજાડાની ઉપરથી પોતાનો પ્યાર ખીસેદી રાણી ઘણું ખોતું કાંમ કરેછ એવું તુંને નથી લાગતું?" બીજીએ કહ્યું, "તું કહેછે તે રાસ્તછે, પણ મને સમજન નથી પડતી કે તેની ને એમ કરવાનો સબબ શુંછે; વરી મારા વીચારમાંબી નથી આવતું કે તે દરરોજ રાતના સાહાજાદાને મુકી એખલી કાંહાં જતી હશે! પણ વલી સાહાજાડો એ વાતથી શું અજાનોજ હશે!" પેહલીએ જવાબ દીધો:—"અફસોસ! બચારો એ કાંહાંથી જાને? દરરોજ રાતના તે જે પાણી પીએછે તેમાં તેની એક જાતના પાલાનો રસ નાખેછે, કે જેથી તે આખી રાત એવીતો બેફામ ઊંગમાં પડેછેકે તેણીને ગમે તાંહ વગર ધાસ્તીએ ભતકવાને બની આવેછે; અને જયારે દીવસ ઉ

ગવાનો વખત થાયછે ત્યારે તે આવીને કાંઈ એના નાખ આગલ ધરેછે જેના વાસથી એ જાગરૂત થાયછે."

સાહેબ, તમે વીચાર કરો કે આએ સાંભલી હું કેવો હેરત પાંમીઓ હોવસ, અને મારાંમાં કેવા વીચારોએ ઘર કીધું હશે; પણ જેબી ગુસ્સો મને ઉપજ્યો તે દાબી દઈ તથા જાને કાંઈ જાનતોજ નથી તેવું દખાડી એક બોલબી સાંભલ્યો નહીં હોય તેમ તાલમેલ કરી હું ઊઠયો. રાણી હમામ ખાનામાંથી પાછી ફરી અને અમે સાથે ખાનું ખાધું, અને તેનીએ જે પાણી મહુને રોજ લેવાની તેવ હતી તે લાવી આપ્યું. પણ તે પીવાને બદલે, હું એક ઊંગાડી બારી આગલ ગયો, અને તેણી જોય નહીં તેમ જડફમાં તે પાણી મેં ફેંકી દીધું; પછે તે પ્યાલું પાછું મેં રાણીનાં હાથમાં આપ્યું કે તેણીની ખાતરી થાય કે હું અંદરનું પાણી સઘલું પી ગયો.

હમે સુવાને ગયાં અને તરત હું બેસુધીમાં હોવશ એવું ધારી તે વગર દરકાર કરવે ઊઠી અને હું સાંભલું તેમ મોહોનેથી બોલી કે, "હુંગાયા કર, અને કદી ફરી ઊઠતો ના!" પછે તરતજ કપડાં પેહેરી જતી રહી.

આએ શબ્દો બોલતાંજ શેહરઝાડીએ પોહોર ફાતેલો જોયો તેથી અચકી ગઈ.

દીનારઝાડીએ તેણીની બેહેનની વાત ઘણીજ ખુશી સાથે સાંભલી હતી, અને શેહરીઆરે **કાલા તાપુનાં શાહઝાડાની તવારીખ** એટલીતો કીમતી ગણી કે બાકીનું સાંભલવાની આરજુ સાથે તે ઊઠયો.




પરોઢયાંની એક કલાક અગાઉ, દીનારઝાડી જાગી તેવીજ સુલતાનાને ઉઠાડવાને ભુલી નહીં, અને બોલી, "પ્યારી બેહન, મેહરબાંની કરી **કાલા ટાપુના સાહાઝાડાની** વાત આગલ લંબાવ." એ ઉપરથી સેહરઝાડીએ જાંહાંથી વાત અધુરી મુકી હતી તે યાદ કરી આગલ બોલવું સહરૂ કીધું:—

કાલા ટાપુના રાજાએ આગલ બોલવું સહરૂ રાખી કહ્યું: જેવી મારી રાંણી બાહર નીકલી તેવોજ હું ઉઠયો, અને મારાં કપડાં પેહેડી હાથમાં તરવાર ધરી તેની પછવાડે એટલો જડફમાં ગયો કે તરતજ મને તેનીનાં પગલાંનો અવાજ સંભલાવા લાગો; જે પછે હું આસ્તે આસ્તે ચાલવા લાગો કે રખે તે પાછું ફરી મને જોય. તેની કેટલાક દરવાજામાંથી પસાર થઈ કે જે તેનીનાં કાંઈક મંતર ભનવાથી ઉગડી જતા; છેલે તેનીએ વારીનો દરવાજો ઊંગાડયો અને તેમાં દાખલ થઈ. હું તે દરવાજા આગલ ઉભો અને અંધારામાંથી જેમ દખાઈ સકાતું તેમ તેની શું કરેછે તે જોવા લાગો; તેણીને મે એક ઝાડીમાં દાખલ થતાં જોઈ કે જેની આસપાસ કાંતાની વાર કરી લીધાંમાં આવી હતી. ત્યાં હું બીજે રસ્તે ગયો અને વારની ઓઠમાં ઉભો રેહી જોઉછું તો તેની એક માંણસ સાથે ફરતી હતી.

ધ્યાન દઈ હું તેમની વાત સાંભલવા લાગો; તેણીને તેણીના દીલદારને કેહતાં મેં સાંભલ્યું કે, "તુંને મને મારો પ્યાર તારાપર નથી એવો

ઠપકો આપવો ઘટતો નથી. તુંને તેનું કારણ સારી પેઠે ખબરછે; અને જે હજુ સુધી પ્યારની ઇધાનીઓ મે તને આપીછે તે બસ નહીં હોયતો એથી બીજી જીઆદા આપવાને હું તૈઆરછું. બસ મને માતર તારા હોકમની ગરજછે; તુંને મારામાં સકતી કેવીછે તેતો સારી પેઠે ખુબરછે. જો તારી મરજી હોયતો સુય ઉગવા આંગમજ, આએ મોહોતાં શેહરને તથા સાંમાં રોનકદાર મેહલને હું વેરાન જંગલ બનાવી દઊં, અને તેમાં વરૂ, ગુવડ, અને ખલીલની વસ્તી કરી મુકું. જો તારો હોકમ હોયતો આએ સંગીન દીવાલના બધા પથર ઉડાવી માણસની વસતીથી દુર આવેલા કાકેસસ પર્વતની પેલી બાજુ લેઈ જાઈ નાંખું; માતર તું હોકમ કર ને તરતજ તે હું અમલમાં લાઉં."

આએ બોલો રાણીના બોલી રેહતાં તેની અને તેણીનો આશક તે રસ્તાને છેડે આવી બીજા રસ્તાપર જવાને ફરતાં મારી સામેથી ગયાં. હું મારી તરવાર કાઢી તૈયાર હતો અને તેનીનો દીલદાર મારી બાજુએ હોવાથી મે તેની ગરદન પર એક ગાહ કરી તેને જમીન દોસ્ત કીધો. મેં ધાર્યું કે તે મરણ પાંમીઓ હશે તેથી તરતજ મારી ઓરતને જાહેર થવા વગર જડફમાં પાછો ફર્યો, કે જેનીને મારા કાકાની બેટી હોવાને લીધે મે જવા દીધી.

જે ગાહ મે તેનીના આશકને કર્યો તે મોહતનોજ કાસદ હતો; પણ તેણીએ જાદુઇથી તેની જીંદગી બચાવી રાખી. તેણીએ તેને જીવતો તો રાખીચોછે પણ એવી રીતે કે તે મુવેલાંમાં કે જીવતાંમાં ગણાઈ શકે નહીં. હું વારીમાં મેહલમાં જવા દાખલ થયો ત્યારે મેં મારી રાંણીને મોહોતે વીલાપ કરતાં સાંભલી, અને તે જે રૂદન કરતી હતી તે પરથી વીચાર કરતાં મે જોયું કે તેનીને જીવવા દેવામાં મેં દાહપણ ખરચ્યું હતું, કારણ તેનીનાં હઇડાંનો ગાહ મારી તરવાર કરતાં વધારે જેહરી હતો.

મારા ઓરડામાં દાખલ થતાંજ હું સુવાને ગયો, અને મારા દુશમનને તેની સીજાએ પોંહોચાડયાથી હું વગર દલગીરી એ હુંગઈ ગયો. બીજે દીવસે જયારે હું ઉઠયો ત્યારે મારી રાંણીને મારી પાસે સુતેલી મેં જોઈ.

દીવસ ઉગવાથી સેહરાઝાડીને અહીંઆં ખતમ કરવું પડયું.

દીનારઝાડી બોલી "પ્રીય બેહન, તું વાત આગલ કરી શકતી નથી તેથી હું ઘણી દલગીરછું." બેહન, તુંને મને જલદી ઉઠાડવી જોઈતી હતી, તેથી એ તારો પોતાનોજ વાંકછે," સેહરાઝાડીએ કહ્યું. દીનારઝાડી બોલી, "ફીકર નહીં કાલે હું એનો બદલો વાલી આપીસ, કારણ મારી ખાતરીછે કે સુલતાન પણ મારી માફકજ વાત સાંભલવાને અધીરો બની રહ્યોછે."




દીનારઝાડી પોતાનો બોલ પાલવાને ભુલી નહીં. ઘણીજ સકારેથી તે સુલતાનાને ઉઠાડી બોલી, "પ્યારી બેહન જો તું ઊંગથી ફારેગ થઈ હોયતો ઉઠીને **કાલા ટાપુના સાહાબજાદાની** વાત પુરી કર; હું ધારૂચ કે જો એ વાત જલડી પુરી નહીં થશે તો તે સાંભરવાની અધી-

રાઈથી હું મરી જઇશ." સેહરાઝાડીએ જવાબ દીધો. "જો સુલતાંનની રજા હોશેતો હું તે તણે કહી સંભલાવીશ." જે પછે તેણીએ વાત કરવા માંડી:—

કાલા ટાપુનો સાહાઝાડો બોલ્યો, મેં ઉઠતાં જોયું તો મારી રાંણી મારી સાથે હતી; પણ હું તમોને કેહી નથી શકતો કે તે ઊંગાયલી હતી કે નહીં, કારણ હું તરતજ ઉઠી ચાલતો થયો. પછી મે જઇને મારી દરબાર ભરી. દરબારમાંથી પાછો આવતાંજ રાંણી સોકનો પોશાક પેહેરી બાલ છુતા નાખી, (જેમાના કેટલાકતો ઉખડી ગયલા હતા), મારી આગલ આવી કેહવા લાગી, "હું તમો નામવર પાસ માગી લઊંછુ કે મને આએ હાલતમાં જોઈ ગભરાતાના. મારે આએ બધી માહેતમ પોસી કરવાનુ કારન આજે મને હમનાજ ઘણીજ દુઃખ દાયક તરણ ખબર મલવાથીછે." મે પુછયું, "અફસોસ! એવી તે શું ખબર આવીછે!" તેણીએ જવાબ દીધો, "એ તરણ ખબરો મારી માતાનું સેજ માંદગી પછી થયલું મોહત, મારા બાંદશાહી બાપનું લડાઈમાં મારયું જવું અને મારા ભાઈનાં મરણ પામવાનીછે, કે જે તેના એક તેકડીપરથી પડી જવાથી નીપજયું હતું."

તેનીની દલગીરીનું ખરૂં કારણ ઘાંકવાને જે તેણીએ બાહાનું સોધી કાહાડીયું તે જોઈ મને સંતોશ પેદા થયો, અને તેપરથી હું સમજયો કે તેનીના આસનાવને મે મારી નાખ્યો એવું તે જાંનતી નહીં હતી. મે તેણીને કહ્યું, "પ્યારી બાનું તુંને એ બાબે થપકો આપવાને બદલે હું તુંજપર જે દુઃખ આવી પડયુંછે તેને માટે મારાં અંતકરણથી દુખીછું. એવી ખબરથી જો તુને આએ હાલતમાં નહીં જોતે તો મારી અજાએબીનો કાંઈ પાર રેહેતે નહીં કારણ તુને આવાં ભયંકાર દુઃખ વીશે કાંઈ લાગતું નહી હતું. એવું હું સમજતે દીઓ ખેંચીઆ કરતાં બે લાસક છુતથી તું રડ; એ આંસું જે છે તે તારાં ભોલાં દીલની સાબેતીછે. મને આશાછેકે જેમ વખત જશે તેમ તારી દલગીરી કોતા થશે."

એ પછી તેણી પોતાનાં ઓરડામાં ગઈ, જયાં એક વર્ષ સુધી તેણીએ પોતાનો સોક જારી રાખ્યો. જે મુદત પછી તેણીએ મારી પાશે મેહેલની જગ્યાની હદમાંજ એક મેહલ બાંધવાની રજા માંગી કે જયાં તેણી પોતાની આખી જીંદગી સોકમાં ગુજારે. મેં તેણીને તેમ કરવાની રજા આપી જેથી તેણીએ એક રોણકદાર મેહલ તૈયાર કરાવીયો, અને તેમાં એક ઘણીજ કીમતી ઘોર બનાવી કે જે અહીંથી દેખાયછે; તેણીએ તેને **આંસુનો મેહલ** એવું નામ આપ્યું. જયારે તે મેહલ પુરો થયો ત્યારે તેણી પોતાના આસનાવને, મારા તેને જખમી કરવા પછે જયાં રાખ્યો હતો ત્યાંથી તે મેહલમાં લઈ ગઈ. હંમેસાં કાંઈ દવા તેને તે આપતી હતી તેથી જીવતો રહ્યો હતો, જે દવા તેના **આંસુના મેહલમાં** આવ્યા પછી દરરોજ પોતે પોતાના હાથે લેઈ જઈ પાવા લાગી. તેણીની સઘલી જાદુઈ છતાં તે નાપેકારને તેણી સારો કરી સખી નહીં; તે ઉઠી કે ચાલી સકતો હતો નહીં, એટલુંજ નહી પણ તે બોલી અથવા અસારતથી કાંઈ કહી પણ શકતો નહીં હતો; અને તે જીવતો હતો તેની માતર સાબેતી તેના એકી તકરે જોયા કરવામાંજ હતી. જોકે રાંણીને તેને જોયા કરવા તથા પોતાનાં મોનામાં જે બેવકુફી ભરેલા પ્યારના સબ્દો આવતા તે ઓચરીઆ સીવાય બીજો કાંઈજ ફાયદો નહીં હતો, તોપણ તે તેની દરરોજ બે મુલાકાત લેતી હતી કે જેમાં પોતાને મોહોતો વખત ગુજારતી. હું આએ સઘલું સારી પેઠે જાનતો હતો પણ અનજાનો હોઊં તેવું દેખાડતો.

રાંણી **આંસુનાં મેહલમાં** શું કરતી હતી તે જાનવાની ખાહેશ થવાથી એક દાહાડો હું ત્યાં ગયો; અને તેની મને જોય નહીં તેવી જગ્યાપર ભરાઈ તેનીના આશકને મેં તેણીને કેહતાં સાંભલી:—"મારી દલગીરીની તુંને આ-એ હાલતમાં જોવાથી હદ રેહતી નથી; તુંને જે દુખ પેશ થતું હશે તેની લાગનીથી હું પુરતી વાકેફગાર છું; પ્યારા જીવ જોકે હું તુંને હમેસ બોલાઊંછું તોબી તું મને કંઈ જવાબ કાંય દેતો નથી? તું એવીજ હાલતે કાહાં સુધી મુંગો પડી રેહશે? માતર તું એક બોલ વતીક બોલ. અફસોસ! જે મારી જીંદગીનો સઊથી સુખી વખત હું ગુજારૂં છું તે તારી આગલ માહેતમ કરવામાંછે. હું તારેથી જુદી રહી શકતી નથી, અને કુલ દુનીયાંની સાહનસાત સાથ સરખાવતાં તારી સાથે રેહવું હું વધારે પસંદ કરૂં છું."

આએ બોલો, જે તે દચકાં ખાતી ખાતી બોચરતી હતી તે સાંભલી મારેથી ધીરજ રાખી સકાઈ નહીં; તેથી જાહેર થઈ તેની આગલ જઈ મેં કહ્યું, "બાનું, હવે તમારા શોકને ઘણો વખત થયો; અને એ માહેતમ હવે તમારે પુરી કરવી જોઇએ કે જેથી આપણ બનેની નાલેસી થાયછે; અને તમો મારી તરફની તમારી એમ કરવાથી સઘલી ફરજ વીસરી જાઓછો." તેણીએ જવાબ દીધો, "સાહેબ, જો તમારામાં દયાનો એક કતરો વતીક રહ્યો હોયતો હું તમારી પાસે માગી લેઊંછું કે મારી વચ્ચે પડો ના. મને મારી દલગીરીમાં દાહાડા કાહાડવા દેઓ, કે જે વખતના જવાથી કદી ઓછી થનાર નથી."

મારા તરફની તેની ફરજ શુંછે તે સમજાવાથી સાંમખી જારે મેં તેણીની હઠ વધતી જોઈ તારે તેમ કરવું મુકી દેઈ હું પાછો ફરયો. તે પોતાના દીલદારની મુલાખાત દરરોજ લેતી અને એ મીસાલે બે વર્ષ પુષ્કલ માહેતમ કરવામાં તેણીએ કાહાડીયાં.

ફરી એક વેલા હું **આંસુનાં મેહલમાં** ગયો કે જે વખત રાંણી પણ ત્યાંજ હતી. હું સંતાઈ રહ્યો અને તેણીને પોતાના આશકને આએ મીસાલે કેહતાં સાંભલ્યું; "તેં છેલી મારી સાથે વાત કીધી તેને હવે ત્રણ વર્ષ થયાંછે; મારા રડવા તથા માહતમ કરવા છતાં તું કાંઈ જવાબ દેતો નથી. શું તે તારાં બે ખબરીપણાનું કે ધીકારનું કારણછે? અરે ઘોર! શું એના મારાપરના સઘલા પ્યારનો તેં નાશ કીધોછે? જે આંખ મારા તરફ પ્યારથી જોતી હતી અને જે મારૂં દર રોજનું શુખ હતું તે આંખ શું તુંએ હમેશાની બંધ કરી? નહીં, નહીં, એ મારેથી માની શકાતું નથી. પણ મને તું જનાવ કે કીઆ તલેસમથી દુનીઆમાંના સર્વથી ઉમદા ગોહરને તારામાં તેં સમાવી દીધુંછે."

મારે કબુલ કરવું જોઇએ, સાહેબ, કે આએ બોલોથી મારો ગોસ્સો હું દાબી શકયો નહીં; કારણ સાચું કહું તો જે સખસ પર રાંણી પોતાનો જાન આપવા માંગતી તે, જેવો તમારા વીચારમાં આવતો હશે, તેઓ નહીં હતો. તે આએ મુલકના આગલા રેહવાસી માનો એક બદ સીકલ હબસી હતો. હું આએ રીતે તેની ને બોલતાં સાંભલી એટલોતો ગોસ્સામાં આવી ગયો હતો કે તરતજ બાહેર નીકલી આવી તે ઘોરને મારી તરફથી કેહવા લાગો, "અરે ઘોર! તું આએ દેવને કાંય નથી ગલી જતી કે જે માણસ જાતને કમકમાત છુતે એટલો બદ શીકલછે; અથવા તેથી બેહતર તો એ છે કે તું એ નાપેકાર તથા એના પ્યારમાં પડેલી ઓરત બનેને તારાં ભીતરમાં સમાવી દે?"

જેવો હું બોલી રહ્યો કે રાંણી પેલા હબસી પાસે બેથી હતી ત્યાંથી એક દાકણની માફક

ઉઠી બોલી, "નાપેકાર! તુંજ મારાં સઘલા દુ:ખનું કારણછે; એવું ના ધારતો કે તેથી હું અનજાની છું? એ હવે પુષકલ અખાડા કીધા. તારાજ ઘાતકી હાથે આએ મારા જીવના હારને આવી દુ:ખદાયક હાલતમાં લાવી મુકયોછે; અને તારામાં હજુર દયા નથી કે એક નાસીપાસ થયલા પ્યારને તું અપમાંન કરવાને ચુકતો નથી." હું ગુસ્સાથી બોલ્યો, "ખચીત મેંજ એ નાપેકારને તેની લાયક સજાએ પોંહાંચાડીઓછે, અને તેજ વખતે મારે તારા પણ તેવાજ હાલ કરવા જોઇતા હતા. મે તુંને તે વખતે જીવતી રાખી તેનો હવે મને પસતાવો થાયછે. મારાં ભોલાંપણાનો તેં હવે પુરતો લાભ લીધોછે." એટલું બોલતાંજ મે મારી તરવાર ઉચકી અને તેનીને મારવાને ધસ્યો, પણ તેણીએ મારી સાંમે ટીકીને જોયું અને મસકેરીમાં હશી મને કહ્યું કે, "તમારો ગોસો નરમ પાડો." ને પછે તે કાંઈ બદબદી તે હું સમજ્યો નહીં; બદબદી રહ્યાં પછી તે બોલી, "મારી જાદુઈનો જોરે હું હોકમ કરૂંછું કે તું અરધો સંગેમરમરનો પથર અને અરધો માંણસ થા." તરતજ નામવર સાહેબ જેવો તમો મને જુઓછો તેવો હું બની ગયો; અને હું હમના મુવેલાંમાં જીવતોછું અને જીવતાંમાં મુઆં બરોબરછું.

આટલું બોલી દાહાડો ઉગવાથી સેહરાઝાડીએ બોલવું મોકુફ કીધું.

તેથી દીનારઝાડી બોલી, "ઓ બેહેન, હું સુલતાનની બહુજ આભારીછું, કારણ એ નાંમવરની મેહરબાંનીથી તારી અજાએબ વાતોની હું ગમત લેઊંછું."

**સેહરાઝાડી**—જો નામવર સુલતાન મને કાલ સુધી જીવવા દેશેતો તેં હજુ સાંભલ્યું નહીં હશે તેથી અજાએબ વાત હું કહી સંભલાવશ.

ખરે જોકે સેહરીઆરે પોતાના મનમાં સેહરાઝાડીને એક મહીનો જીવવા દેવાનો વીચાર નહીં કીધો હતે તોબી તેણીને તે હમના કદી મારી નહીં નાખવા દેત.




રાત પુરી થવા આવતાંજ દીનારઝાડી બોલી ઉઠી, "બેહન, જો હું તારી ભલમનશાઇનો ઘણો લાભ નહી લેતી હોઊંતો મેહરબાંની કરી કારાટાપુના સાહાઝાડાની વાત પુરી કર." સેહરાઝાડીએ પોતાની બેહનના હાંક મારવાથી ઉઠી અને તેનીની ખાએશ પુરી કરવાને તૈયાર થઈ; નીચે મુજબ વાત સરૂ કીધી:—

પેલો અરધો પથર અને અરધો માણસ રાજા તે સુલતાન આગલ પોતાની વાત ચાલુ રાખી બોલ્યો:—આએ નાપેકાર જાદુગરની કે જેણી રાંણીના નામને એબ લગાડેછે, તે મને આવી હાલતમા લાયા પછે આએ દેવાનખાંનાંમાં મને લાવી અને તેણીની બીજી જાદુઇના જોરથી તેણીએ મારા આબાદ સેહરનો નાશ કરી નાખ્યો. તેણીએ ઘેરો, જાહેર મુકામો અને બજારોને પાયામાલ કરી ને સરોવર તથા ઉજડ મેદાન

તમો જોઓછો તે કરી મુકયું. જે ચાર જાતની માછલી તમો સરોવરમાં જોઓછો તે મારાં રાજની ચાર વરણની રૈયતછે. સફેદ મુસલમાંન*છે; આતસને માન આપનારા ઈરાંનીઓ તે લાલછે; બલુ ખ્રીસ્તીછે; અને પીલી તે યાહુડીછે. જે ચાર ટેકડીછે તે આએ રાજના આગલાં ચાર ટાપુઓછે. મે આએ સઘલું એ જાદુગરનીથી સાંભલ્યું કે જેણીએ મારા દુ:ખમા વધારો કરવા મારી આગલ એ જાહેર કીધું. પણ એટલુંજ કરી તે બેઠી નથી; મારા રાજનાં નાશ કરવાથી તથા મને આએ હાલતે પોંહોંચાડવાથી તેનીનો કેહર હજુર ગયો નથી, કારણ તે દર રોજ અંતરે આવેછે અને મારી પીઠ ઉગાડી તેપર ચાબકના ૧૦૦ ફટકા મારેછે કે જેથી હું લોહી લુવાન થાઊંછું. એ તેની કૃરતા પુરી થવા પછે બકડાંનાં બાલના જાડાં કપડાંથી મને ધાંકેછે અને તે ઉપર આએ ઝવાહીરથી જડેલો જભો નાખેછે; તે મને માન આપવા નહીં પણ મારી મસકેરી ખાતરછે.''

આએ વાત કરતાં તે જુવાંન સાહાઝાદાથી પોતાના આંશું દાબી સકાયાં નહીં, અને સુલતાન પોતે પણ દલગીરીમાં એટલો ગરકાવ થઓ હતો કે તેનાથી દીલાસાનો એક સખુન પણ ઓચરી સકાયો નહીં. થોડા વખત પછે તે જુવાંન રાજા આસમાંન તરફ જોઈ બોલ્યો, '' કુલ જગતને પેદા કરનાર સર્વ સકતીવાંન બાપ, હુ તારા હોકમને તાબેછું અને મારા લેખમાં જે તારા હોકમથી થનાર હશે તેને આધીન થાઊંછું. જ્યારે તારી મરજી એમજછે તો મારી પર પડતાં દુ:ખ હું ધીરજ રાખી ખમુચ; પણ હું આશાથી ખાલી નથી કે તારી મેહરબાંનીથી મને મારી ધીરજનો બદલો મલશે.''

સુલતાન જે બેફામ બની ગયો હતો તે આએ શબ્દોથી જાગરત થઈ એ કમનશીબ સાહાઝાડાને પુછવા લાગો, ''એ નાપેકાર જાદુગરની કાહાં જાયછે, તથા એનીનો આસનાવ કાંહાંછે તે મને જનાવ.'' ''મેહરબાંન શાહેબ,'' તે સાહાજાડાએ જવાબ દીધો, ''મે તમોને પેહેલેજ કહ્યું તે મુઆફેક એનીના આસનાવને આશુનાં મેહલમાં એક બે કીમતી ઘોર, કે જે એક ગુમબજના આકારની બનાવીછે, તેમા મેલેલોછે; એ આએ મેહલની જે બાજુએ મોહોટો દરવાજો આએઓછે તેની સોડેછે. રાંણી કાંહાં રહેછે તેની મને ખબર નથી પણ દરરોજ સુરજ ઉગતાંજ તેણી મારી ઉપર પોતાનો કેહર કાહડી તેને જોવાને જાયછે. તે તેને વાસતે જે ઓસડથી તેને હજુ સુધી તેણીએ બચાવીઓછે તે લેઇને જાયછે, અને હમેસ તેના ઘાહેલ થવા પછે તે તેણી બોલતો નથી તેની ફરીઆદ ગુજારેછે.''

**સુલતાંન**—સાહાજાડા, તાહારી પર પડતાં દુ:ખનો બદલો કદી પુરતો લેઈ શકાનાર નથી! તારે વાસ્તે જેવું મને લાગેછે તેવું કોઇને લાગશે પણ નહીં. એવું અજાએબ જેવું દુ:ખ કોઈપર હજુ સુધી પડયું નહીં હશે; અને જેઓ તારી તવારીખ લખસે તેઓને દુનીઆમાં જે સઘલી અજાએબીઓ નોધાઇછે તેથી સરસ અજાએબી નોધવાની તક મલશે, માતર એકજ ચીજ બાકીછે અને તે તારૂં વેર લેવામાંછે અને જેને તું પુરતો લાયક થડી ચુકોછે; જે વેર લેવા માટે મારેથી જેબી બની શકશે તે કરવાને હું ભુલીસ નહીં.

* ચઉડમી સદીમાં મીસરના સુલતાને એવો ધારો કાહડયો હતો કે તેના રાજમાના બધા ખ્રીસ્તીઓએ બલુ પાગડી પેહડવી, અને યાહુદીઓએ પીલી, જેથી તેઓ મુસલમાનોથી છુટા પડતા કે જેઓ સફેદ પાગડી પેહડતા હતા.

પછે સુલતાંન અને રાજા વચે વાત ચાલું રહી જે અરસામાં સુલતાંને તેને પોતે કોણ હતો તે જનાવ્યું, અને તેની કીલામાં દાખલ થવાની મતલબથી તે સાહાજાડાને વાકેફ કીધો, તથા પોતે રાજા પર પડતાં દુ:ખનું વેર લેવાની જે ગોઠવન કીધી હતી તે તેને કહી જનાવી. તેઓની મતલબ પાર પાડવાને જે ઘેડાવ કીધો હતો તે ઉપર બંધે એકમત થયા પણ બીજા દીવસ સુધી તે અમલમાં લાવવાનું મુલતવી રાખ્યું. એ અવસરમાં રાત ઘણી જવાથી સુલતાન જરા સુઈ ગયો; પણ પેલા સાહાજાડાએ તો આખી રાત વગર હુંગાવે કાહાડી કારણ તેની ઉપર જાદુઈનું જોર થવા પછે તે કદી સુતો નહીં હતો.

પરોઢયાંમાંજ સુલતાંન ઉઠયો, અને પોતાની નેમ પાર પાડવાની તૈયારી કરવા લાગો. તેને પોતાનો ઉપરનો ઝભો એક બાજુ સંતાડયો કે તેને તેથી અડચન થાય નહીં, અને પોતે **આંસુનાં મેહલમાં** ગયો. તેને તે મેહલમાં સફેદ મીનબતીઓથી મોહોતી રોશની કીધેલી દીઠી, અને ઠેકાંણે ઠેકાંણે ઘણાજ નકસીદાર સુનાના અતરદાંનોમાંથી દીલપસંદ વાસ આવવા લાગ્યો. જેવો તેને પેલા કાલા નાપેકારને બીછાંનાંમાં પડેલો જોયો કે તુરતજ પોતાની સમસેહર કાહાડી તેના દીવસ પુરા કીધા. પછે તેના સરીરને કીલાના વાડામાં ગસડી લેઈ જઈ એક કુવામાં ફેંકી દીધો. જે પછે પોતે તે સીધીનાં બીછાંનાંમાં જઈ સુતો અને બાજુપર પોતાની તરવાર રાખી પોતાની ગોઠવણ પુરી પાડવાના વીચારમાંજ પડી રહ્યો.

થોડોવારમાં રાંણી આવી. પેહલાં તો તે જે ઓરડામાં તેનીનો ખાવીંદ કાલા ટાપુનો રાજા હતો ત્યાં ગઈ, અને તેની પીઠ ઊઘાડી કરી નહીં ખમી સખાય એવી ઘાતકી રીતે તેનાપર સો ચાબકના ફતકા લગાવીઆ. તે ગરીબ સાહાજાડાએ પોતાના પોકારથી સારો મેહલ ગજાવી મુકયો, અને બહુજ કાલાવાલા કરી તેનીની પાસે દયા ચાહી; પણ તે ઘાતકી ઓરત જ્યાં સુધી પોતાના રાબેતા મુજબના ફતકા પુરા થયા નહીં ત્યાંસુધી થોંબી નહીં. તેની બોલી, "તું મારા આસનાવ પર વગર દયાથી ધસ્યો તેથી તારે મારેથી દયાની કધી આસા રાખવી નહીં."

સેહરાઝાદીએ સુર્ય ઉગતાં દીઠો તેથી પોતે અચકી ઉભી.

**દીનારઝાદી**—અરે બોદા! એ જાદુગરની તો કસઈથીબી નપેતર હશે! પણ શું બેહન, તું વરી મુગી રહી કે?

**સેહરાઝાદી**—પ્રીય બેહન મને એ વાત પુરી કરવા કરતાં વધુ કાંઈ જોઇતું નથી; પણ તુંને ખબરછે કે તેનો સઘલો આધાર સુલતાંન પરછે.

સેહરીઆરે જેટલી વાત સાંભલી હતી તેપરથી તેનીને કતલ કરવાનો તેનો વીચાર વધારે દુર ગયો. તે મનસેજ બોલ્યો, "હું એનીને એ વાત પુરી થવા આગમજ મારી નથી નખાવનાર પછે તેને બે મહીના થાયતો શું મુજાબોછે. કોઇબી વખતે મારો વચન પાર પાડવાનું મારાજ હાથમાં છે."





રાત ૨૬મી.

જેવું દીનારઝાડીએ વીચારીઊં કે સુલતાંનાંને ઉઠાડવાનો વખત થયોછે તેવીજ તે તેણીને હાંક મારી બોલી, "જો પછે **આંસુનાં મેહલમાં** શું થયું તે મને કહી સંભલાવશેતો, પ્યારી બેહેન, હું તારી બહુજ આભારી થવસ." સેહરીઆરે પણ પોતાની ખુસી દીનારઝાડીને મલતી જાણીઆથી સુલતાંનાંએ તે જુવાંન સાહાઝાડાની વાત નીચે પરમાંણે કેહવા માંડીઃ—

સાહેબ, પેલી જાદુગરનીએ તેનીના વરને ચાબક વડે સો ફટકા મારવા પુરા કીધા બાદ તેની ઉપર બકરાંના બાલનો ઝભો નાખી તે ઉપર જવાહેરથી જડેલો દગલો પેહડાવીઓ. ત્યાર પછે તે **આંસુનાં મેહલમાં** ગઈ, અને દાખલ થતાંજ પોતાનું રૂદન સહેરૂ કીધું. અને જે બીછાંનાંમાં હજુ તેની પોતાનાં દીલદારને સમજતી હતી તે પાસે જઈ બોલવા લાગી, "મારા જેવા જુસ્સા સાથના પ્યારને હરખત કરવી એ કેવું ઘાતકી કર્મછે! અરે, ઘાતકી સાહાઝાડા જયારે મારૂ ખરૂં વેર હું તારાપર લેઊંછું ત્યારે તું મને થપકો આપેછે! પણ શું તારૂં કૃરતાપણું મારાં વેર કરતાં વધારે જબુન નથી? દગલબાજ, મારાં જીવ સમાન આસનાવની જીંદગીપર તરાપ મારી શું તેં મારી જીંદગી બરબાદ નથી કીધી?" પછે સુલતાનને કેહવા લાગી, કે જેને હજુ તે પેલો હબસીજ સમજતી હતી, "અફસોસ મારા સુર્ય, મારા જીવ, શું તું હમેસ મુગોજ પડી રેહેસે? શું ત્યારે મને તું ચાહેછે એવા સબ્દ તારા પોતાને મોહડે સમજ્યાં વગર મને મરવા દેવાનો ઘેડાવ કીધોછે? મારા જીવ, હું તારી પાસે માંગી લેઊંછું કે એક બોલબી મને કેહ." સુલતાંને જાને ઘણીજ હુંગમાંથી ઉઠયો હોય તેમ દેખાડી તથા હબસીઓની કાંની બોલી, રાંણીને જવાબ દીધો, "ખુદા સીવાય કોઈ બીજામાં કવત અથવા સકતી નથી, કે જે પોતે સરવ સકતીવાંનછે." પેલી જાદુગરનીનાં સપનાંમાં પણ તેને બોલતાં સાંભરવાનું નહીં હતું તે આએ શબ્દોથી બહુજ ખુશીમાં આવી ગઈ. તેની પુછવા લાગી, "મારા પ્યારા ધની, હું થગાતીતો નથી? શું હું તુંનેજ બોલતાં સાંભલતી નથી અને શું તું મારે માટેજ બોલતો નથી!"

**સુલતાંન**—કમનસીબ ઔરત, શું તું મારી સાથે વાત કરવાને લાયકછે?

**રાંણી**—અફસોસ તું મને આએ તરેહનો થપકો શા માટે આપેછે?

**સુલતાંન**—તારા ખાવીંદને તારાં અપમાંન કરવાથી તથા તેની ઉપર કસઈની માફક જુલમ પાડવાથી તે જે બુમબરાડા મારી રૂદન અને જારી કરેછે તેથી મને રાત અને દીવસ હુંગ આવતી નથી. જો તેં તેને જાદુઈથી મોકલો કીધો હતે તો હું કેદારનો સારો થતે અને મારી જબાં ઉપરી હતે. મારાં મુગાં પડી રેહવાનું કારણ જે વીશે તું હમેસ ફરીઆદ કરેછે તે એજછે.

**રાંણી**—ફીકર નહી, તારો ગોસો નરમ પાડવા હું તારો હોકમ બજાવાને તૈયારછું. શું તારી ખુસી તેને જાદુઈથી છુતો કરવાનીછે?

**સુલતાંન**—હા, તેનું છુતાપણું બખસવાને વગર વીલમે જા કે તેના જારીનાં પોકાર સાંભલવાથી હું છુતો થાઊં.

તે જાદુગરની તરતજ **આંસુનાં મેહલમાંથી** જતી રહી. તેણીએ પાંણીનું એક પ્યાલું લીધું, અને તે ઉપર કાંઇક ભણતર ભણી કે જેથી તે પાંણી આતસ પર હોય તેમ ઉકલવા લાગું. તે લેઈ તે પછે પેલાં દીવાંનખાંનાંમાં ગઈ અને પોતાનાં જુવાંન ખાવીંદ પાસે જઈ તેની ઉપર તે પાંણી ફેકી બોલી, "જો તે સર્વ સકતીવાંન બાપે તુંને જેવો છેજ તેવો બનાવ્યો હોય, યાતો તેનાં કોપ તરે તું આવ્યો હોયતો જેમછે તેમનો તેમજ રેહજે, પણ જો એવી હાલતે તું મારી જાદુઈના જોરે આવી પડયો હોયતો તારો ખુદરતી આકાર પાછો લે, અને આગલ હતો તેવો બની જા."

આએ સબ્દો તેનીનાં મુખમાંથી નીકલી રહ્યા નહીં કે તરતજ પોતાને તે સાહાઝાડાએ છુતો થયલો જોયાથી ઉઠી ઉભો થયો અને તે ખુદાનાં શુકર ગુજારવા લાગો. પછે પેલી જાદુગરનીએ તેને કહ્યું, "આએ મેહલમાંથી અતર ઘહડી તું જતો રેહ, અને તારો જીવ પ્યારો હોયતો ફરી એ જગયા પર ફતકતો નાં." તે જુવાંન રાજા જુલમાંત તરે આવી જવાથી એક સબ્દ પણ ઊચરીઆ વગર તે જાદુગરની પાસથી જતો રહ્યો, અને સુલતાંને જે કાંમ આવી ફતેહમંદ રીતે આરંભ્યું હતું તે પાર પડે તેની આશામાં વાર જોતો એક દુર જગ્યાપર જઈ ઉભો. એ અવસરમાં રાંણી **આંસુનાં મેહલમાં** પાછી ફરી, અને હજુ સુલતાંનને હબસીજ સમજી બોલી, "પ્યારા આશનાવ, તારો હોકમ મેં બજા લાવીએછે, હવે તુંને તંદરોસ્તી તથા સુખ મલવામાં કાંઈ અડચણ નડનાર નથી."

સુલતાંન સીધીનીજ કાંની બોલી કેહવા લાગો, "તેં જે હમના કીધુંછે તે કાંઈ મને સારો થવાને પુરતું નથી, તેંતો હજુ સઘલી ખરાબીનો થોડો ભાગજ સુધારયો; પણ તુંને તે જડમેંથી ઉખેડી નાખવી જોઇએ."

**રાંણી**—મારા મનમોહન હબસી, જડમેંથી શું ઉખેડી નાખવાની તારી ધારનાછે?

**સુલતાંન**—બેખબર ઓરત, તુંને એટલી સમજ પડતી નથી કે મારી કેહવાની મતલબ જે શેહર અને તેનાં રેહવાસીઓ તથા પેલાં ચાર ટાપુઓ જેનો તેં તારી જાદુઈથી નાશ કીધો તેને વાસ્તે છે. સરોવરની માંછલીઓ દર રોજ રાત્રે તેમના માંથાં પાંણી બાહર કાહાડી મારા પર વેર લેવાને પોકાર અને ફરીયાદ ગુજારેછે. મારાં સારાં ન થવાનું એતો સઉથી મુખ્ય કારનછે. દોડ જલદી જઈ સઘલું તેની અગલી હાલતે પોહોચાડી આવ કે પછે હું મારો હાથ તુંને આપીશ જે પકડી તું મને ઉઠાડજે.

તે જાદુગરની આએ બોલ સાંભલી સીધીના સારાં થવાની આસા આવવાથી એકદમ ખુશીમાં આવી જઈ બોલવા લાગી, "મારાં હયાં, મારા જીવ! તું હમના સારો થશે, કારણ મને તારો હોકમ બજાવાને કાંઈ વીલમ લાગનાર નથી." એમ કહી તે તરતજ જતી રહી; અને સરોવરને કીનારે આવી પોતાના હાથમાં થોડું પાંણી લેઈ, તે સરોવર પર ફેંકી—

સેહરાઝાડીને તેટલાંમાં સુર્યના દરશન થવાથી તે મુગી રહી ગઈ.

**દીનારઝાડી**—બેહન, ચાર કાલા ટાપુના સાહાઝાડાનો છુટકો થયલો સાંભલી હું બહુજ ખુશી થઈ, અને એજ મીસાલે તે શેહર અને તેના રેહવાસી પોતાની હાલતે આવસે એવું મારા વીચારમાં આવેછે, પણ મહને જાનવું જોઇએકે પેલી જાદુગરનીનું શું થયું.

**સુલતાંના**—તું જરા ધીરજ ધરસે અને

મારા ખાવીંદ સુલતાંનની રજા હોશેતો તેખી તુંને કાલે જણાસે.

હમેસ માફક સુલતાંન પોતાનાં મનમાંજ રજા આપી, ઉઠી પોતાનાં કાંમમાં મસગુલ થયો.


રાત ૨૭ મી.

હમેસના વખતે દીનારઝાડીએ સુલતાંનાંને ઉઠાડી. "મેહરબાંન બેહન," તેનીએ કહ્યું, "તારી કબુલાત મુજબ પેલી જાદુગરનીનું શું થયું તે કહી સંભલાવ." જેપરથી સેહરાઝાડીએ આએ પરમાંણે બોલવા માંડયું:—તે જાદુગરનીએ જેવું પાંણી છાંતી તે શરોવર અને માછલીઓ પર કાંઈ ભનતર કીધું કે તરતજ પેલું શેહર પાછું આબાદ બની ગયું. તે માછલીઓમાંથી મુસલમીન, ખ્રીસ્ટી, ઈરાંણી તથા ઈયાહુદી મરદ, ઓરત, તથા છોકરાં, પછી ગોલાંમ કે છુતાપણું ભોગવનારાં, સઘલાં આગલ હતાં તેવાં પોતાનાં ખુદરતી દેખાવનાં બની ગયાં. દુકાનો અને ઘરો તેના રેહવાસીથી તરત ભરાઈ ગયાં, કે જે લોકોને જાદુઈમાં પડવા અગઉ જેવી સઘલી ચીજ દીસ્તી હતી તેવી દીસવા લાગી. આપણાં સુલતાંનનુ મોટું લસકર જે એક મોટા મેદાંનમાં પડેલું હતું તે પોતાને એક મોતી વસ્તીના ભારે દમામવાલાં શેહરમાં જોઈ અજાએબ થવા લાગું.

પણ હવે પેલી જાદુગરનીનું શું થયું તે જોઈએ; જેવો પેલીએ આએ અજાએબ ખેલ પુરો કીધો કે તે દાડતી **આંસુનાં મેહલમાં** પાછી ગઇ. દાખલ થતાંજ તે બોલી, "મારા પ્યારા ખાવીંદ તારી તંદરોસ્તી મલવા માટે તારી શાથે ખુશાલી કરવા હું આવી ઉભીછું. તેં જેબી હોકમ કીધો તે મેં સઘલું બજાવીઊંછે; તેથી મેહરબાંની કરી તારો હાથ મંને આપી હવે ઉઠ. સુલતાંન હજુ હબસીની કાનીજ બોલી કેહવા લાગો, "તું મારી પાસે આવ." તેણી તેની આગલ ગઈ. સુલતાંને કહ્યું, "તું હજુ બરોબર પાસે આવી નથી તેથી હજુર પાસે આવ." તેનીએ તેમ કીધું. તરતજ સુલતાંન ઉઠયો અને તેનીનો હાથ પકડી પોતાની તરવારનો એક જરબ એવોતો જટકમાં લગાવીઓ કે તે કોણછે તે પેલી જાચ તે આગમજ તેના બે તુકડા કરી નાખ્યા, જેમાનો એક એક બાજુ તથા બીજો બીજી બાજુ દુર ઉડી ગયા. એ કાંમ પુરૂ થવા પછે તેનું શરીર ત્યાંજ પડવા દેઈ **આંસુનાં મેહલમાંથી** બાહેર નીકલી સુલતાંન કાલા ટાપુના સાહાઝાડાની સોહધમાં ગયો કે જે ઘણી અધીરાઇથી તેની વાર જોતો ઉભો હતો. તેને મલતાંજ સુલતાંન કોતી કરી પડી બોલ્યો,. "શાહાઝાડા, હવે તું ખુશાલ થા કે તને હવે બીહવાનું કાંઈ રહ્યું નથી. તારો દુશમન નાબુદ થયોછે."

તે જુવાંન સાહાઝાડાએ સુલતાંનનો પુષકલ ઉપકાર માનયો જે ઉપરથી દીસ્તું હતું કે તેનો તે કેટલો આભારી હતો. તેને પોતાપર થયલાં આભારમાં સુલતાંનને લાંબી જીંદગી તથા સુખના આશીરવાદ દીધા.

**સુલતાન**—જો તમો મારી સાથે મારાં રાજમાં આવવા નહીં ચાહાતા હોવો, કે જે તમારી



"હવે તને બીહવાનું કાંઈ રહ્યું નથી" (પૃષ્ઠ ૮૭.)

નજદીકજ આવયુંછે. તો તમારી રાજધાનીમાંજ સહુલા સંપજે તથા સુખ સાથે રેહેજો. જો તમો મારી સાથે આવશો તો મારા રાજમાં તમોને પુરતો આવકાર દીધામાં આવશે અને તમારાં પોતાનાજ ઘરમાં હોવો એટલું માન તથા આબરૂ તમોને આપવામાં કશુર રાખીશ નહીં.

**શાહજાડો**—તમો નામદાર શાહ, કે જેને હું આ. આભારી થયોછું, તે ત્યારે એવું સમજતા હશો કે તમો પોતે, પોતાની રાજધાનીની પાસેજછો!

**સુલતાન**—હા, તેની મને ખબરછે, તરણ કે ચાર કલાકની મંજલથી તે દુર નથી.

**સાહજાડો**—તમોને પાછુ ફરતાં આખું એક વરષ લાગશે. મને સારી પેઠે ખબરછે કે તમો કેહોછો એટલા વખતમાં તમારા મુલકથી અતરે તમો આયા હતા. પણ ત્યારે મારૂં રાજનો જાદુઈથી વેરાન થયલું હતું; હવે તે જાદુઈ નીકલી જવા પછે સઘલો ફેર ફાર થઇ ગયોછે; પણ એ બનાવથી હું તમો સાથે જવાને કાંઈના પાડતો નથી. જો કે તે મુસાફરી પૃથ્વીના સઉથી છેલે ખુણે હોય. તમોએ મારો છુતકારો કર્યોછે તેની સાબેતી મારી જીંદગીના છેડા સુધી તમોને આપવાને હું તમારી સાથે જવાને તૈયારછું, અને જે વાસ્તે મારૂં રાજ કાંઈ પણ દલગીરી વગર છોડવાને હુ આચકી ખાનાર નથી.

સુલતાને જારે સાંભલીઉં કે તે પોતાના રાજથી એતલો બધો દુર હતો તારે તે બહુજ અજાએબ થયો, અને એમ કેમ બને તેનો તેને ખ્યાલ વતીક આયો નહીં.

પણ તે કાલા તાપુના જુવાન સાહાઝાડાએ એવીશે તેની પુરતી ખાતરી કરી આપી. તે પરથી સુલતાન બોલ્યો, "ફીકર નહીં; જે મેહનત મારાં દેશમાં પાછું ફરવાની મહને પડશે તેનો બદલો તમારો છુતકારો થવાથી તથા તમો જેવા એક સાહાઝાડાને મારા દીકરા કરી લેવાથી પુરતો વલી જશે; કારણ જયારે તમો મારી સાથે જવાનું માન મને આપોછો ત્યારે મહને કાંઈ ફરજંદ ન હોવાથી હું તમોને એક મારાં ફરજંદ દાખલજ ગનીશ; અને હમનાથી તમોને મારા વારસ અને મારી પછે મારી ગાડીના માલેક ઠેડવુંછું.

તે રાજા અને સુલતાન વચેની વાતનો છેડો બને જનાની બહુજ પ્યાર ભરી બગલ ગીરીથી આયો; જે પછે તે જુવાન શાહાઝાડો પોતાની મુસાફરીની તૈયારી કરવામા ગુતાયો. એ તૈયારી તેની દરબાર અને રૈયતની ઘણી દલગીરી વચે તરણ અથવાડીઆમાં પુરી થઈ, કે જેઓએ શાહાઝાડાના એક ઘણાજ નજદીકાના સગાને પોતાના રાજા દાખલ કબુલ રાખ્યો.

અંતે સુલતાન તથા તે જુવાન સાહાઝાદાએ પોતાની કુચ સહરૂ કીધી. તેઓ સાથે તે સાહાજાડાના ખજાનામાંથી સો ઉંઠો જવાહેરથી ભરી લાધેલાં લીધાં અને સાથે ભપકાબન પોશાકમાં તથા હથ્યાર બંધ શો ખુબશુરત મરદો ઘોડા ઉપર પછવાડે રસ્તો કાપતા. તેઓની મુસાફરી વગર અડચને જારી રહી; અને જયારે સુલતાન, કે જેને પોતાની ઘેર હાજરી વીશે પોતાની રૈએતને વાકેફ કરવા તથા ત્યાં જે બનાવ બન્યો હતો તે જનાવાને આગલથી કાસદ રવાના કીધા હતા, તે પોતાની રાજધાની આગલ આવી પુગ્યો ત્યારે તેના મુખ્ય દરબારીઓ તેની સનમુખ આવી ઉભા અને તેની ખાતરી કરી આપી કે તેની ઘેર હાજરીમાં તેનાં રાજમાં કાંઈ પણ ફેરફાર થઓ ન હતો. રૈયતના પણ તોલે તોલાં ભેગાં મલ્યાં અને ઘણાક દીવસ સુધી નાચ રંગ અને રામસની થઈ રહી.

બીજે દીવસે સુલતાને પોતાના દરબારીઓને જે કારનથી પોતાની મરજી ઉપરાંત તેને બો-



સુલતાંન તથા તે જુવાંન સાહાજાદાએ કુચ સહર કીધી.(સફે ૮૫.)

તી થવું પડયું હતું તે કહી સંભલાવીઊં. તેને કાલા તાપુના સાહાઝાડાને પોતાનો દતપુતર કર્યો હતો તેથી વાકેફ કીધા, કે જે સુલતાંન સાથે રેહવાને પોતાનું મોહતું રાજ છોડી આયો હતો; અને તે દરબારીઓની વફાદારી માટે તેને દરેકજનની પડવી મુબારેક બક્ષેસો આપી.

પેલો માછી કે જે સાહાઝાડાના છુતકારાનુ પેહલું હથ્યાર થઈ પડયો હતો, તેને સુલતાંને મોહોતી દોલત ભેત કરી કે જેથી તે અને તેનુ કુતુંબ બાકીના દીવસો સુખ ચેનથી ગુજારવા લાગાં.

એટલું કહી સેહરાઝાડીએ માછી અને જીન-ની વારતા ખતમ કીધી. દીનારઝાડી બોલી કે એ વાતથી તેનીને બહુ ગમત ઉપજી હતી; અને શેહરીઆરે પણ પોતાનો એવોજ વીચાર જનાવાથી સુલતાંનાએ તેમને કહ્યું કે તેણી એક બીજી વાત જાનતી હતી, તે એથી પણ ઉમદા હતી, અને જો સુલતાંન તેનીને એક દીવસ વધુ જીવવા દેશે તો તે તે કહી સંભલાવશે, કારણું દી-

…રશ રોશન થઈ ચુકો હતો. સેહરીઆરને પણ …યાદ આવી કે તેને સુલતાનાને એક મહીના …રવા દેવાનું ઠેડવીઊં હતું, તથા તે સાથે નવી વાત પણ એટલીજ મોજ ઉતપન કરશે કે નહીં તે જાનવાની ખાહેશ થવાથી તે બીજી રાતે સાંભલવાની આરજુ રાખી તે ઉઠી ગયો.




…આઈક દીનારઝાદી સુલતાનાને …ી નહીં, અને તરતજ સેહરાઝાદીએ વાત નીચે પરમાણે કરવા માડી :—



# …ો (જે રાજાના બેટા હતા) તથા બગદાદની પાંચ ઓરતોની હકીકત.

… અલરશીદના વખતમાં બગ… …જુર રેહતો હતો. તે પોતાની …હાજર જવાબને માટે વખનાયલો …સે તે રાબેતા મુજબ મજુરીને …ી લેઈ ઉભેલો હતો ત્યારે એક …ત, કે જેનો ચેહરો એક મસલીનના …લો હતો, તેણે તેને અસારત કરી …કરન સહદામાં કહ્યું, "હેલકરી, તા… …ઈ મારી પછવાડે ચાલ." તે મજુર …ા બોલોથી ખુશી થઈ જઈ, પોતાની પાંતી તરતજ માથાંપર મુકી તે ઓરતની પછવાડે ચાલતો થયો અને બોલવા લાગો, "આજનો રોજ મોબારકછે! આજે મારાં નશીબ જોર કીધુંછે!"

થોડા વખતમાં તે ઓરત એક બંધ દરવાજા આગલ ઉભી રહી તે ઠોકવા લાગી. એક મોહટી દાહાડીવાલા ખ્રીસ્તીએ દરવાજો ઉગાડયો. તેનીએ કાંઇબી બોલવા વગર તેના હાથમાં થોડા પૈસા મુકયા; પણ તે ખ્રીસ્તી આગમજથી જાનતો હશે તેથી અંદર જઈ થોડા વખતમાં ઉનચા વાઈન દારૂનો એક મોટો સીસો લેઈ આયો. તે ઓરતે પેલા હેલકરીને તેપરથી કહ્યું, "આએ સીસો લે અને તારી પાંતીમાં મુક." તેન તે મુકવા પછે તેણીએ તેને વલી તેણીની

…ોક એ એક અરબી શબ્દછે જેનો અર્થ …ગાદીના વારસ થાયછે. એ મહમદ પેગમ… …થયલા અરબસ્થાનના રાજાઓનો આ… …વખતમાં એક એતાબ હતો.



"તે મજુર અમીનાની પછવાડે ચાલવા લાગો." (સફે ૮૯.)

પુઠે જવા ફરમાવ્યું; અને જેમ તેઓ ચાલવા લાગાં તેમ તેમ પેલો હેલકરી બોલતો ગયો, "અરે આજનો દાહાડો કેવો ભાયગસાલીછે! ખચીત આજે હું ખુશી અને અજાએબીમા રકાવ રહીશ!"

તે ઓરત એક મેવાવાલાની દુકાને

.રા સોડો થઈ રેહેવા ૫૮

હંકારયું અને ઘણાક બંદર કર્યાં;

બેહદ દોલત સાથે હું બગદાદ આવી પોહોતો,

વર્ણન કરી હું તમને કંતાલો આપવા માંગતો નથી. તે માહા કૃપાલુ પરમેશવરે મને સહી સલાંમત ઘરે પુગાડયો તેની ખુશાલીમાં મે ઘણીક મસજીદોમાં બક્ષિસો આપી, અને ગરીબોમાં દાંન કર્યું; પછે મારા દોસ્તો અને સગાઓની સાથે મોજમજાહમાં હું રેહવા લાગો.

બ-

પોતાના

કર્યું :—



# સીનબાદ ખલાશીની પાંચમી મુસાફરી.

જે મોજમજાહમાં મારાં પાછાં ફરવા પછે હું પડયો હતો, તેને મારાપર ગુજરેલા સઘલા ગજબ અને દુખ ભુલાવી નાખ્યા, અને મારી દરયાની અંદર મુસાફરી કરવાની હોંશ પાછી તાજી કરી. હું ફરી એક વાર માલ મતા ખરીદ કરી, અને એક સારા બંદરે જવાને ઉપડયો; આએ વેલા કોઈ નાખુદા ઉપર આધાર નહીં રાખી, મારા પોતાનાજ હોકમ તલે વાહાણ રાખવાને એક વાહાણ બંધાવી ત્યાર કરયું ત્યાંલગન હું તે બંદરેજ રહ્યો. વાહાણ તૈયાર થતાંજ હું તે ઉપર મારા માલ સાથે ચહડયો; અને મારો માલ વાહાણમાં ભરવાને પુરતો ન થી મેં જુદી જુદી જાતના ઘણાક વેપારીઓ અને તેમનો માલ મારી સાથે લીધો.

સારો પવન નીકલતાંજ અમોએ લંગર ઉઠાવ્યું, અને ઘણી લાંબી મુસાફરી પછે જે જગાનું બંદર કરયું તે એક વેરાન ટાપુ હતું, જયાં અમને રાક પક્ષીનું એક ઈંડું મલ્યું. એ આગલ એક વાર મેં વીસ્તારયું હતું તેવું મોહટું હતું. તેમાં એક નાહનુ રાક પક્ષી તરતજ બાહાર નીકલવાને લાયકનું થએલું હતું, અને તેની ચાંચ બાહેર નીકલવા માંડી હતી.

એટલેવેર આવી શેહરાઝાડી ચુપ થઈ ગઈ; કારણ સુર્યના કીરનો સુલતાનના મેહેલમાં દાખલ થઈ ચુકયાં હતાં; પણ વલતે રોજે તેનીએ નીચે મુજબ પોતાની વાર્તા આગલ લંબાવી :—

